**નિતારવું,** ક્રિ૦ સ૦ રજ અથવા ડહોળો નીચે ઠર્યા પછી ઉપર રહેલું નીરજ પાણી લઇ લેવું-ઉતારવું તે; તૂણાદિક આવે નહિ એમ સ્વચ્છ પાણી ઉતારી લેવું તે.

**નિત્ય,** અ૦ [ સં. ] રોજ; હમેશ; દરરોજ; સર્વકાળ; સતત. (૨) ચાલુ; જારી; સનાતન. રૂ. પ્ર૦ નિત્ય ઉઠીને=વારંવાર; હરહમેશ:-નિત્ય ઉઠીને આ શો બગાડો?

**નિત્યકર્મ,** ન૦ [ સં. ] દ્વિજ વર્ણે કરવાનાં હમેશનાં પૂજા-પ્રાર્થનાદિક તે.

**નિત્યતા,** સ્ત્રી૦ અવિનાશીપણું; શાશ્વત રહેવાપણું; કાયમપણું;-ન નાશ પામવાપણું તે; હરહમેશ હયાત રહેવાપણું તે.

**નિત્યાનંદ,** પું૦ [ સં ] નિત્યે આનંદ-આનંદ રહેવો-હોવો તે; સદાનંદ; પરબ્રહ્મ.

**નિત્યાનિત્ય,** વિ૦ કાયમ અને નહિ કાયમ એવું; સ્થિરાસ્થિર.

**નિત્યે,** અ૦ રોજે; હમેશાં.

**નિદરડી,** સ્ત્રી૦ ઉંઘ; નિદ્રા૰ કવિતામાં ને કાઠિયાવાડમાં વપરાય છે.

**નિદર્શન,** ન૦ [ સં. ] દષ્ટાંત; ઉદાહરણ. નિદર્શના=એક કાવ્યાલંકાર.

**નિદાઘ,** પું૦ [ સં. ] ઉનાળો; ગરમીની મોસમ; ગ્રીષ્મકાળ.

**નિદાન,** ન૦ [ સં. ] રોગનું મૂળ કારણ; વ્યાધિ કેમ થયો તેના હેતુ સંબંધી વિચાર-તપાસ તે; રોગ નિર્ણય (૨) પરિણામ; છેવટ. એજ નિદાન. (૩) જરૂર; ખચીત.

**નિદિધ્યાસ,** પું૦ [ સં. ] સાંભળેલી વસ્તુનું ચાલુ ચિન્તન તે.

**નિદિધ્યાસન,** ન૦ [ સં. ] સાંભળેલી અને વિચાર પર લીધેલી બાબતને ફરી ફરીને યાદ કર્યા કરવી તે:-શ્રવણ, મનન અને નિદિધ્યાસન.

**નિદેશ,** પું૦ આજ્ઞા; હુકમ; ફરમાન.

**નિદ્રા,** સ્ત્રી૦ [ સં ] પ્રાણીઓને થાક ચઢવાથી થતી વિરામની આળસુ અસર તે; ઉંઘ.

**નિદ્રાયમાન,** [ સં. ] ઉંઘતું; ઉંઘમાં પડેલું; નિદ્રાવશ.

**નિદ્રાળુ,** વિ૦ [ સં. ] ઉંઘમાં આવેલું; આળસ ભરેલું; (૨) ઉંઘણસી.

**નિધડક,** વિ૦ બેધડક.

**નિધણિયાતું,** વિ૦ ધણી વગરનું; નવારસ.

**નિધણિયું,** વિ૦ ધણી વગરનું; નવારસ.

**નિધન,** ન૦ [ સં. ] મોત. ઉ૦ પતિ નિધનનું દુઃખ મોટું. વિ૦ નિર્ધન; ગરીબ.

**નિધાન,** ન૦ [ સં. ] આધારઃ-ગુણનિધાન. (૨) નિધિ; પાત્ર.

**નિધિ,** પું૦ [ સં. ] ભંડાર; કોઠાર; સંચય. (૨) કુદરતી ખાણ; આધારઃ-ગુણનિધિ. નવનિધિ કહેવાય છેઃ-પદ્મ, શંખ, ચક્ર કચ્છપ, મુકુંદ, કુંદ, નાલ, ખર્વ ને મહાપદ્મ.

**નિનાદ,** પું૦ [ સં ] નાદ; અવાજ; સોર.

**નિપજ,** સ્ત્રી૦ ઉત્પન્ન; પેદાશ. (૨) લાભ; નફો. (૩) ઉત્પત્તિ. (૪) ફળપાક તે; નિષ્પન્ન તેઃ-ઉપજનિપજ.

**નિપજવું,** ક્રિ૦ અ૦ છેવટ પરિણામ આવવું તે; ફળથવું; પ્રાપ્તિ થવી; લાભ મળવો. નિષ્પન્ન થવું; પાકે—પરિણામે ઉતરવું; પેદાથવું.

**નિપજાવવું,** ક્રિ૦ સ૦ બનાવવું; તૈયાર કરવું; પકાવવું. (૨) ઉત્પન્ન કરવું; પેદાકરવું; રૂપ આપવું.

**નિપટ,** અ૦ છેક; તદ્દન. (૨) વિ૦ બેશરમ.

**નિપાત,** પું૦ [ સં ] પડીજવું તે; પાયમાલ થવું-નાશ પામવું તે; પતન; પાત. (૨) મરણ પામવું તે; મોત; મરણ.

**નિપાવવું,** ક્રિ૦ સ૦ બનાવવું; તૈયાર કરવું; પેદાકરવું; ઉત્પન્ન કરવું. (૨) પકાવવું. ઉ૦ ધીરેરે નિપાવું ક્ષણુ એકમાં, જમતા

**નાંગર,** ન૦ લંગર; વહાણની મોટી બિલાડી.
**નાંગરણું,** ન૦ નાગરણું; ગાળો.
**નાંગરી,** સ્ત્રી૦ વહાણની બિલાડી; નાંગર; લંગર. (૨) અટકાવ; અવરોધ.
**નાંગરવું,** ક્રિ૦ સ૦ વહાણ થોભાવવું તે; લંગરવું; ભરતી ઓટમાં હોડી કે વહાણ આગળ પાછળ તણાઇ જાય નહિ તે માટે નીચે જમીનમાં ખુંટી જાય એમ દોર બાંધેલી બિલાડીથી રોકવું તે. (૨) ઓતરવું.
**નાંગળું,** ન૦ નાકું; બોરિયું ઘાલવાની પાતળી દોરા-પટીનો ગાળો. :-અંગરખાના કોઠા પાસેનું નાંગળું તૂટી ગયું છે. ગાજ; કાણું.
**નાંદિયો,** પું૦ પોઠિયો; મહાદેવનો નંદી.
**નાંદી,** સ્ત્રી૦ [ સં. ] નાટકના પ્રારંભની કવિતા, કે જેમાં સ્તુતિ, જોનારને આશીર્વાદ અને નાટકની વસ્તુનું સૂચન હોય તે.
**નાંદીશ્રાદ્ધ,** ન૦ [ સં. ] મંગળ સમારંભની શરૂઆતમાં પિતૃઓની પ્રસન્નતા માટે કરવામાં આવતું શ્રાદ્ધ તે; શ્રાદ્ધનો એક પ્રકાર.
**નિ,** અ૦ [ સં. નિર્ ] નિષેધ, અભાવ અને નહિ એવો અર્થ બતાવનારા પ્રત્યય તરીકે શબ્દની પાછળ જોડાય છે. :- નિઃશબ્દ (૨) નિશ્ચય બતાવે છે. એની આગળ વિસર્ગ છે. નિઃ-નિઃસંગ. નિર્મળ-મળરહિત.
**નિકટ,** અ૦ [ સં. ] પાસે; નજીક; સમીપ.
**નિકર,** પું૦ [ સં. ] સમૂહ; જથો. (૨) અ૦ નહિતર; નહિ તો. :-ઝટ ચાલો નિકર હું જઉછું.
**નિકષ,** સ્ત્રી૦ [ સં. ] શરાણ; ધાર કાઢવાનો પત્થર.
**નિકસવું,** ક્રિ૦ અ૦ નિકળવું; સરીજવું.
**નિકળવું,** ક્રિ૦ અ૦ અંદરથી બહાર આવવું. :-ઘર બહાર નિકળ. (૨) ફૂટવું; ઉપસવું; ઉગવું. :-બળિયા નિકળ્યા; ગુમડું નિકળ્યું; ફણગા નિકળ્યા. (૩) બંધનમુક્ત થવું; છૂટવું. :-તે કેદમાંથી નિકળ્યો. (૪) માલમ પડી આવવું; જડવું; છુપાયેલું મળવું. :-સો રૂપિયામાંથી બે તાંબાના નિકળ્યા. (૫) પ્રસિદ્ધિમાં આવવું; જાહેર પુરૂષ તરીકે જાણીતા થવું. :-એના બાપ કરતાં એ સારો નિકળ્યો. (૬) જણાઇ આવવું; જાહેર થવું. :-ખૂબ મિલકત નિકળી. (૭) ઉપજવું; ઉઠવું. :-આ કલમથી અક્ષર સારા નિકળતા નથી. (૮) ઉઘડવું; ખુલ્લા થવું; બોલાવું. :-આજે કેવો સાદ નિકળ્યો. (૯) મનમાંથી બહાર આવવું. :-એની વાત નિકળી. (૧૦) નવું અમલમાં આવવું. :-હમણાં આ કાયદો નિકળ્યો (૧૦) નિભવું; ગુજર થવું. :-એના દહાડા કેમ નિકળશે ? નિકળી જવું=વ્યવહાર-મર્યાદા છોડીને નાસી જવું; સ્ત્રીએ પતિનું ઘર મૂકી બીજા પુરુષ સાથે જતા રહેવું. (૨) ખતમ થઇ જવું; રદજવું. :-મુકરદમો નિકળી ગયો. નિકળીરહેવું=બંધથવું; ઝરતું-વહેતું અટકવું.
**નિકંદન,** ન૦ સમૂળો નાશ; જડમૂળથી ઉખડી જવું તે; કચ્ચરઘાણ નિકળી જવો તે. ક્રિ૦ પ્ર૦ નિકંદન જવું=સમૂળો નાશ થવો; નિર્વંશ જવો; કચ્ચરઘાણ નિકળી જવો. (૨) અ૦ મૂળમાંથી ઉખાડી નાંખેલું હોય તેમ. ઉ૦ કૈરવકુળ નિકંદન કીધું, તેનો કંઇ વિસ્તાર.
**નિકા,** પું૦ [ અ ] નેકા; લગ્નસંબંધ; વિવાહ. ક્રિ૦ પ્ર૦ નિકા પઢાવવા=લગ્ન કરાવવાં. નિકા પઢવા=લગ્ન કરવાં. (૨) એક જાતનું શાકફળ.
**નિકાનીકાચરી,** સ્ત્રી૦ નિકા નામના ફળના મીઠું ચોળી સુકવેલા કકડા; કાચલી.
**નિકાય,** પું૦ મુકામ; રહેઠાણ. (૨) ઘર.
**નિકાલ,** પું૦ ગુંચવણનો અંત લાવવો તે.

તોડ; નિવેડો. (૨) અંત; છેડો; છુટકો; છેવટ. (૩) ફડચો; ફેંસલો; બંધ પડેલું ખુલ્લું કરવું અથવા ગુંચવાયેલું હકેલી આગળ વધે એમ કરવું તે; સમાધાની–ઠરાવ. ક્રિ૦ પ્ર૦ નિકાલ કાઢવો=છેડો લાવવો; તોડ કાઢવો.

**નિકાસ,** સ્ત્રી૦ વેચાઉ માલ વગેરેનું પરદેશ જવું તે; નિર્ગમન; આયાતથી ઉલટું તે. નિકાસ વેપાર=પરદેશ માલ મોકલવાનો જે વેપાર તે.

**નિકાસી,** વિ૦ નિકાસ કરનાર. (૨) પરદેશ મોકલવાનું હોય તે. :–કેટલોએ નિકાસી માલ ડક્કા પર પડયો છે.

**નિકુંજ,** સ્ત્રી૦ [ સં. ] વનસ્પતિની ગાઢી ઘટા તે; ઉંડો અને ગાઢો વનસ્પતિએ છાયેલો ઘેરાયલો; વેલીઓથી છવાયેલી શીળી ગુફા; લતાગૃહ.

**નિકૃષ્ટ,** વિ૦ [ સં. ] અધમ; બહુજ ખરાબ. (૨) તુચ્છ; હલકું.

**નિકેતન,** ન૦ [ સં. ] ઘર; મહેલ; મંદિર. ઉ૦ નરનાથ નિકેતનની નિકટે.

**નિકોરી,** સ્ત્રી૦ કોસનું પાણી જે રસ્તે ખેતરમાં જાય છે તે; નીક; મોરી.

**નિક્ષેપ,** પું૦ [ સં. ] નાંખવું તે; આક્ષેપ; ફેંકવું તે; મૂકવું તે.

**નિખર્વ,** વિ૦ [ સં. ] સો અબજ જેટલી સંખ્યા તે; એક હજાર કરોડ; ૧૦૦,૦૦૦, ૦૦,૦૦,૦૦.

**નિખાર,** પું૦ ખારાના પાણીથી ધોઇને ખેળ કાઢી નાંખવી તે (કપડાની) ખૂબ ખખાળી નાંખવું તે; કપડાને પહેલી વાર ખૂબ ધોઇ નાંખવું તે. ક્રિ૦ પ્ર૦ નિખાર કાઢવો=કપડાને પહેલીવારનું ધોઇને સાફ કરવું. (૨) ખેળ; કાંજી. કપડાની ખેળ કાઢી નાંખવી. (૩) મોટા ઓટ; પાણીનું [illegible] ઓસરી જવું તે. ભરતી ઓટના પાણીની જે છેલ્લામાં છેલ્લી ઉતર તે નિખાર.

**નિખારવું,** ક્રિ૦ સ૦ ખેળ નિકળી જાય તેમ કરવું; કપડાને ખૂબ ખંખાળીને ધોઇનાંખવું.

**નિખાલસ,** વિ૦ જેના મનમાં કપટ ન હોય તેવું; ખુલ્લા દિલનું. (૨) શુદ્ધ; અકલુષિત. (૩) શીળું; સાલસ.

**નિખિલ,** વિ૦ [ સં. ] સર્વ; સઘળું; તમામ; બધું.

**નિગડ,** સ્ત્રી૦ [ સં. ] હાથીના પગમાં નાંખવાની સાંકળ (૨) બેડી; જંજીર. (૩) હેડ.

**નિગમ,** પું૦ [ સં ] વેદ; ધર્મશાસ્ત્ર. (૨) ઇશ્વર.

**નિગમવું,** ક્રિ૦ સ૦ ટાળવું; નાશ કરવો. અ૦ વહીજવું; ગુજરવું.

**નિગળવું,** ક્રિ૦ અ૦ ટપકવું; ઝરવું; ટીપેટીપે ખરવું; ઝમવું; ભીની થયેલી વસ્તુમાંથી નાના નાના બિંદુએ પડયા કરવું. :– આંસુ નિગળતાં. નિગળતે વાને.

**નિગાળ,** પું૦ નિગળતાં પાછળ રહેલું; ગાળતાં રહેલો કચરો. (૨) ટપકીને પડેલું હોય તે; ખરી–પડેલું–ગરેલું–ઝમેલું તે. :–વાજોલતાં જમીન પર પડેલો નિગાળ. (૩) ગાઢો રસ; કસ; સત્ત્વ.

**નિગાળો,** પું૦ નિગળેલું જે તે. ઉતરેલા રેલાનો ડાઘ; ઓઘરાળો.

**નિગુ,** સ્ત્રી૦ બેડી; જજીર.

**નિગૂઢ,** વિ૦ [ સં. ] છુપું; નહિ દેખાય એવું; ગુપ્ત. (૨) ઉંડું; બહાર જણાય નહિ એવું.

**નિગેહબાની,** સ્ત્રી૦ [ ફા ] નજર રાખ્યા કરવી તે; દેખરેખ; સંભાળ; તપાસ; ચોકસી.

**નિગોહ,** સ્ત્રી૦ ખાણી.

**નિગ્રહ,** પું૦ [ સં ] નિબંધ ૧; બંધન; [illegible]; અટકાવ. (૨) સીમા; હદ. (૩) દંડ; વારણ. (૪) નાશ. નિગ્રહસ્થાન=બંધનસ્થાન; કબજે

**નિરધારવું,** ક્રિ૰ સ૰ નિર્ધારવું; નક્કી કરવું; ઠરાવવું; મુકરર કરવું. :-વસંતપંચમીનાં લગન નિરધાર્યાં છે.

**નિરનિરાળું,** વિ૰ જુદેજુદું; અલગ અલગ; એક બીજાને સંબંધ ન હોય એવું. :-બન્ને જણને નિરનિરાળું કામ સોંપો.

**નિરપરાધી,** વિ૰ નહિ અપરાધી; નિર્દોષ; નહિ ગુનેગાર; બેકસુર.

**નિરપેક્ષ,** વિ૰ [ સં. ] અપેક્ષા રહિત; અનપેક્ષ; નહિગરજી; સ્વતંત્ર.

**નિરર્થક,** વિ૰ [ સં. ] અર્થકર ન હોય એવું; નકામું; નિષ્ફળ; વૃથા; ફોગટ.

**નિરંકુશ,** વિ૰ [ સં. ] અંકુશ વગરનું; બેદાબ; જેને કોઇનો દાબ-અંકુશ ન હોય તેવું; સ્વતંત્ર; ઉચ્છૃંખળ; ઉદ્ધત. ( ૨ ) સ્વતંત્ર.

**નિરંજન,** વિ૰ [ સં. ] અંધકાર-અજ્ઞાન રહિત; તેજોમય બ્રહ્મ.

**નિરંતર,** અ૰ [ સં. ] વચમાં અંતરાય પડતા ન હોય તેમ; ચાલુ; સદાકાળ; સતત; જારી; હમેશ.

**નિરાકરણ,** ન૰ [ સં. ] નિવારણ; નિવેડો; તોડ; ફેંસલો. (૨) છેવટ; પરિણામ. (૩) નાકબુલ કરવું-રદબાતલ કરવું તે.

**નિરાકાર,** વિ૰ [ સં. ] આકાર રહિત; જેને કંઇ રૂપ ન હોય એવું; બ્રહ્મ.

**નિરાધાર,** વિ૰ [ સં. ] આધાર-આશ્રય રહિત; જેને કંઇ અવલંબન ન હોય એવું (૨) ટેકા વગરનું.

**નિરામય,** વિ૰ [ સં. ] નિરાતંક; રોગ વિનાનું; વ્યાધિરહિત; તંદુરસ્ત.

**નિરાલંબ,** વિ૰ [ સં. ] આલંબન રહિત; નિરાધાર; અશરણ. (૨) અદ્ધર.

**નિરાશ,** વિ૰ [ સં ] નાઉમેદ; આશાભંગ.

**નિરાશા,** સ્ત્રી૰ નાઉમેદી; નાસીપાસી; આશા અરળ જવી તે.

**નિરાશી,** સ્ત્રી૰ નાઉમેદી.

**નિરાશ્રય,** વિ૰ [ સં. ] જેને કંઇ આશ્રય ન હોય એવું; અનાથ; લાચાર; નિરાધાર.

**નિરાશ્રયી,** વિ૰ આશ્રય વગરનું; જેને આધાર ન હોય તેવું; લાચાર; ગરીબ.

**નિરાશ્રિત,** વિ૰ [ સં. ] જેને કોઇનો આશ્રય રહેલો ન હોય તે; અનાથ; અશરણ; ગરીબ.

**નિરાહાર,** વિ૰ [ સં. ] જેણે ભોજન કરેલું હોય નહિ એવું; ભૂખ્યું; ઉપવાસી.

**નિરાળું,** વિ૰ જુદું; ન્યારું; અલગ; આઘું. નિરનિરાળું-જુદેજુદું.

**નિરાંત,** સ્ત્રી૰ નચિંતતા; ફુરસદ; પરવાર; કંઇ કામકાજ કરવાનું અને ચિંતાનું કારણ ન હોય એવી સ્થિતિ તે; ઉજાગરા વગરની હાલત. (૨) સુખ; ચેન. ક્રિ૰ પ્ર૰ નિરાંત થવી-વળવી=ચિંતા રહિત થવું; ફિકર જતીરહેવી.

**નિરાંતે,** અ૰ નચિંતતાએ; ફુરસદે. (૨) સુખે.

**નિરિંદ્રિય,** વિ૰ [ સં. ] ઇંદ્રિય શૂન્ય; ઈંદ્રિય રહિત. (૨) જડ; ચેતન-જ્ઞાન રહિત હોય તે.

**નિરીક્ષણ,** ન૰ [ સં. ] બારીક તપાસ; ધારી ધારીને જોવું તે; અવલોકન.

**નિરીક્ષા,** સ્ત્રી૰ [ સં. ] બારીક તપાસ.

**નિરૂ,** જુ૰ નર્યું; નરદમ.

**નિરૂક્ત,** ન૰ [ સં. ] વેદ વેદાંગને લગતું જે શાસ્ત્ર તે.

**નિરૂત્તર,** વિ૰ [ સં ] ચૂપ; ઉત્તર કરે નહિ એવું કરી દેવું તે; મૌન. ક્રિ૰ પ્ર૰ નિરુત્તર કરી દેવું=ચૂપ કરીદેવું.

**નિરુત્સાહ,** વિ૰ [ સં ] ઉત્સાહ વગરનું; આળસુ.

**નિરુત્સાહી,** વિ૰ જેને ઉત્સાહ નહોય એવું; મંદ; આળસુ.

**નિરુદ્યોગ,** વિ૰ [ સં ] નિરુદ્યમ; બેકાર; નવરૂં; ઉદ્યોગ નહોય તેવું ( માણસ ).

**નિરુદ્યોગી,** વિ૦ જેને કામ-ધંધો નહોય એવું; આળસુ; બેકાર; નવરૂં.
**નિરુપકારી,** વિ૦ કૃતઘ્ન; અપકારી; ઉપકાર ન કરે એવું.
**નિરુપદ્રવ,** વિ૦ [ સં. ] ઉપદ્રવ રહિત; જેમાંથી કંઇ ઉત્પન્ન થાય નહિ એવું; શાંત; પંચાતી ઉભી કરે નહિ એવું.
**નિરુપદ્રવી,** વિ૦ [ સં. ] ઉપદ્રવ કરે નહિ એવું; ગરીબ; દીન; પીડા ઉત્પન્ન કરે નહિ એવું.
**નિરુપમ,** વિ૦ [ સં. ] ઉપમારહિત; અનુપમ; અપ્રતિમ.
**નિરુપયોગ,** વિ૦ [ સં. ] ઉપયોગ રહિત; કામમાં આવે નહિ એવું.
**નિરુપયોગી,** વિ૦ નહિ ઉપયોગનું તે; નકામું.
**નિરુપાય,** વિ૦ [ સં. ] જેનો કંઇ ઉપાય ન હોય એવું; ઇલાજ ન ચાલે એવું. (૨) લાચાર.
**નિરૂપણ,** ન૦ [ સં. ] કથન; ચરિતવર્ણન; વ્યાખ્યાન; વર્ણવવું તે.
**નિરો,** પું૦ ખજુરાંનો તાજો રસ; ખમીર-ઉભરણ ચઢયું ન હોય એવી તાજી તાડી તે.
**નિરોધ,** પું૦ [ સં. ] અટકાવ; રોકાણ; નિગ્રહ.
**નિરોપ,** પું૦ [ મ. ] સંદેશો; કહેણ; પેગામ.
**નિર્,** અ૦ [ સં. ] નિ, નિષેધવાચક ઉપસર્ગ. :-નિરક્ષર=અભણ.
**નિર્ગત,** ન૦ [ સં. ] નિકળેલું; બહાર પડેલું; ઉગેલું; ફૂટેલું. ( ૨ ) જતું રહેલું; નાશ પામેલું; ચાલીગયેલું.
**નિર્ગમન,** ન૦ [ સં. ] બહાર નિકળવું-જવું તે; પ્રસ્થાન. (૨) ગાળવું-ગુજારવું તે. (૩) વિતાડવું તે; પુરૂં કરવું તે.
**નિર્ગમવું,** ક્રિ૦ સ૦ ગુજારવું; કાઢવું; ગાળવું; વિતાડવું. ઉ૦ કયી પેરે દિન નિર્ગમે.
**નિર્ગંધ,** વિ૦ [ સં. ] ગંધ રહિત; જેમાં વાસ ન હોય એવું; પરિમળ વગરનું. (૨) સ્વચ્છ.
**નિર્ગુણ,** વિ૦ [ સં. ] ગુણ રહિત; ગુણ વગરનું. (૨) ગુણ નહિ જાણનાર; કૃતઘ્ન; નિમકહરામ. (૩) રજ તમ અને સત્ત્વ, એ ત્રણ ગુણથી રહિત એવું જે તે-બ્રહ્મ.
**નિર્ગુણિયું,** વિ૦ ગુણ નહિ જાણનાર-સમજનાર; કૃતઘ્ની. ઉ૦ નિર્ગુણિયાને ગુણ કરીએ તે આટાલુણમાં જાય.
**નિર્ગુણી,** વિ૦ નિર્ગુણ; ગુણવાન નહિ તે. (૨) અનુપકારી; કૃતઘ્ની; જેને બીજાએ કરેલા ગુણ-ઉપકારની લાગણી ન હોય તે.
**નિર્ઘૃણ,** વિ૦ [ સં. ] ઘૃણા રહિત; નિર્દય.
**નિર્ઘૃણી,** વિ૦ જેને ઘૃણા-દયા ન હોય તે; ક્રૂર.
**નિર્ઘોષ,** વિ૦ [ સં. ] નીરવ; જ્યાં કંઈ અવાજ થતો ન હોય તેવું (સ્થળ વગેરે.) (૨) ઘોષ; અવાજ; શબ્દ માત્ર; ઘૃણઘૃણ થઇરહેલું તે.
**નિર્જન,** વિ૦ [ સં. ] વિજન; જ્યાં કોઈ માણસ ન હોય એવું; મનુષ્યરહિત; ઉજડ.
**નિર્જનતા,** સ્ત્રી૦ [ સં. ] માણસ વગરની હાલત તે; વિજનતા; નિર્મનુષ્યપણું; જ્યાં માણસનો વાસ કે અવરજવર ન હોય એવું ઉજડપણું તે.
**નિર્જર,** વિ૦ જરા-ઘરડપણ રહિત; સદા જુવાન. (૨) પું૦ અજર અમર-દેવ.
**નિર્જળ,** વિ૦ પાણી રહિત; જળ વગરનું; જ્યાં પાણી મળી શકતું ન હોય એવું-સ્થળ વગેરે ઉ૦ નિર્જળ ગામ નવાણ ગળાવો. નિર્જળા-એકાદશી=જેઠ સુદિ અગિયારસ તે.
**નિર્જિત,** વિ૦ [ સં. ] નહિ જિતેલું; હાર ખાધેલું; પરાજિત; વિજિત.
**નિર્જીવ,** વિ૦ [ સં. ] જેનામાં જીવ ન હોય એવું; જીવ-પ્રાણ-ચેતનરહિત; જડ; અચેતન. (૨) નિર્બળ; કમજોર. (૩) જેમ

જાઓ જોગીરાજજી.

**નિપાળો,** જુ૦ નેપાળો.

**નિપુણ,** વિ૦ [ સં ] કાબેલ; પ્રવીણ; કુશળ. (૨) ચતુર; પાવરધું.

**નિપુણતા,** સ્ત્રી૦ [ સં. ] પ્રવીણતા; કૌશલ્ય; કાબેલિયત. (૨) આવડ; હોંશિયારી.

**નિબંધ,** પું૦ [ સં. ] બાંધવું–રચવું તે; રચના; કોઇ પણ બાબત ઉપર મુદ્દાસર લખાયેલો લેખ. (૨) કાયદો; ધારો; ખરડો.

**નિબંધન,** [ સં ] અટકાવ; પ્રતિરોધ; બંધન.

**નિભવું,** ક્રિ૦ અ૦ ઘણો વખત ચાલવું; ટકવું; ચાલ્યા કરવું; જારીરહેવું. (૨) પુરૂં થવું; જેમ તેમ કરીને ચાલવું.

**નિભા,** પું૦ નિમાડો; કુંભારની હાંલ્લાં પકવવાની ભઠ્ઠી.

**નિભાઉ,** વિ૦ કામ ચલાઉ; થોડા દિવસ ચાલે એવું.

**નિભાડો,** જુ૦ નિમાડો.

**નિભાવ,** પું૦ નિભવું તે; ચાલવું તે; ગુજરાન; ભરણ પોષણ અને જીવન વ્યવહારનો ક્રમ ચાલ્યા કરવો તે. (૨) ટકાવ. ક્રિ. પ્ર૦ નિભાવ કરવો=જેમ તેમ કરીને ચલાવવું; થોડામાં પુરૂં કરવું.

**નિભાવણ,** વિ૦ નિભાવનાર; ચલાવનાર.

**નિભાવવું,** ક્રિ૦ સ૦ જેમ તેમ કરીને જીવન વ્યવહાર ચલાવવો; જેમ તેમ ગુજરાન કરવું. (૨) ટકાવવું. (૩) ચલાવી લેવું; કામકાજ આવડે ન આવડે તોપણ ચલાવ્યા કરવું; કેળવવાને–શીખવાડવાને માટે દોષ નહિ જોતાં ઉદાર ખુલ્લે મને ચલાવવું; રસ્તે પાડવું.

**નિભાવો,** પું૦ નિભાવ; ગુજારો. :–નિભાવો થાય એટલે બસ.

**નિભાર,** વિ૦ ભારે; મજબુત; સંગીન; ભરેલું.

**નિભૃત,** વિ૦ [ સં. ] જ્યાં કોઈ હોય નહિ એવું (સ્થળ) નિર્જન; એકાંત.

**નિભ્રાંત,** વિ૦ [ સં. ] ભ્રાંતિ રહિત; શક વગરનું. (૨) નિચિંત; બેફિકર.

**નિમ,** પું૦ નિયમ; ધારો.

**નિમક,** ન૦ [ ફા. ] મીઠું; લુણ.

**નિમકહરામ,** વિ૦ જેનું મીઠું ખાધું હોય તેનેજ અપકાર કરનાર; લુણહરામ; બેઇમાન; દગાખોર.

**નિમકહરામી,** સ્ત્રી૦ લુણહરામી; કૃતઘ્નતા.

**નિમકહલાલ,** વિ૦ જેનું અન્ન ખાધું હોય તેનો ઉપકાર નહિ ભૂલનાર; ઉપકારને માનનાર; આભારમાં રહેનાર.

**નિમકહલાલી,** સ્ત્રી૦ ઉપકૃત રહેવું તે; જેનું અન્ન ખાધું હોય તેનો ઉપકાર નહિ ભૂલવાપણું; કૃતજ્ઞતા.

**નિમગ્ન,** વિ૦ [ સં. ] બુડેલું; રચીપચી રહેલું; ગરક; મચેલું. (૨) મસ્ત; એકતાર.

**નિમજ્જન,** ન૦ [ સં. ] સ્નાન; પાણીમાં ડુબકી મારીને નહાવું તે. (૨) બુડવું તે; પાણીની અંદર જતા રહેવું–ડુબી જવું તે.

**નિમણુંક,** ન૦ યોજના; અમુક કામકાજ કે જગા વગેરે ઉપરની જે યોજના તે. (૨) કામ વગેરેની વહેંચણ તે; સુપરત. (૩) ગોઠવણ; બંદોબસ્ત. (૪) ઠરમાયો; પગાર; સાલિયાણું. :–તમારા કુટુંબને સરકાર તરફથી અમુક નિમણુંક મળશે. આજીવિકા.

**નિમતાણો,** પું૦ તપાસ.

**નિમંત્રણ,** ન૦ [ સં. ] નોતરૂં; આમંત્રણ; બોલાવવું તે.

**નિમંત્રવું,** ક્રિ૦ સ૦ નોતરવું; આમંત્રવું.

**નિમવું,** ક્રિ૦ સ૦ [ સં. નિર્મા. ] યોજવું; યોજના કરવી; કામ ઉપર બેસાડવું. (૨) ઠરાવવું; બંદોબસ્ત કરીને રાખવું. (૩) નક્કી કરી આપવું; વહેંચી આપવું; ગોઠ-

વશ કરી આપવી. :–નિમી આપવું=અમુક આટલું અન્દાજ કરે, એમ ઠરાવી આપવું. (૪) નિયમ લેવો; વ્રત–બાધા ધરવી. :–હાથીએ જાધને કહોળું નિમ્યું. =નહિ ખાવાનું વ્રત ધર્યું. (૫) ધોરણ બાંધી આપવું; આંકીઆપવું.

**નિમાજ,** સ્ત્રી૦ [ અ નમાજ ] બંદગી કરવી તે; પ્રાર્થના; સ્તુતિ કરવી તે. (૨) પ્રાર્થનાનાં વચન. ક્રિ૦ પ્ર૦ નિમાજ પઢવી= બંદગી કરવી; ભક્તિ કરવી. કહે૦ નિમાજ પઢતાં મસજિદ કોટે વળગી=ધર્મનું કામ કરવા જતાં લફરું લાગવું.

**નિમાજી,** વિ૦ નમાજ પઢયા કરનાર; ભક્ત; નમાજ પઢવા ઉપર બહુ લક્ષ રાખનાર.

**નિમાડો,** પું૦ કુંભારની હાંલ્લાં, નળિયાં વગેરે માટીની બનાવટો પકવવાની ભઠ્ઠી.

**નિમાળા,** પું૦ પ્રાણીઓની ચામડીમાંથી બહાર ફૂટી વધતા કાળા તંતુઓ તે; વાળ; કેશ.

**નિમિત્ત,** ન૦ [ સં. ] ઉદ્દેશ; ધારણા; હેતુ; કારણ; સબબ. (૨) યોગ; લાગ; સાધન. (૩) બહાનું; આળ; ઓઠાનું; તહોમત. :–નિમિત્ત લેવું=બહાનું લેવું. (૪) છિદ્ર; આખબેસણું.

**નિમિષ,** ન૦ નિમેષ.

**નિમીલન,** ન૦ [ સં. ] મિચાઇ જવું તે; મરણ; આંખો મિચાવી તે.

**નિમે,** અ૦ [ સં. નિમ ] અર્ધું એમ; અરધે ભાગે. :–નિમે ભાગ પાડો. એ બરોબર અરધા ભાગ પાડો. (૨) ભાગે પડતું હોય તેમ. :–નિમે વહેંચણી.

**નિમેખ,** જુ૦ નિમેષ.

**નિમેષ,** સ્ત્રી૦ [ સં. ] આંખ ઉઘડે ને બંધ થાય એટલો થોડો વખત તે; પલક; પલકારો; મટકું; લહેજો. (૨) જરા; લગારે.

**નિમ્ન,** [ સં. ] નીચું; નીચ. (૨) ગંભીર. :–નિમ્નનાભી.

**નિમ્નગા,** સ્ત્રી૦ [ સં. ] નીચે–ઢળતે ઢળતે ઢોળાવે વહેનારી તે; નદી; સરિતા.

**નિયત,** વિ૦ [ સં. ] નક્કી કરેલું; નિમી આપેલું. (૨) જોડેલું; આસક્ત. :–નિયતાંજલિ. (૩) સેવાપર; નક્કી ઠરાવેલું હોય તેવું; નિયમિત મળતું એવું.

**નિયતિ,** સ્ત્રી૦ [ સં. ] ભાગ્ય; દૈવ. (૨) નિયમ.

**નિયમવું,** ક્રિ૦ સ૦ નિયમિત કરવું; નિયમમાં આણવું.

**નિયમિત,** વિ૦ [ સં. ] નિયમસર હોય એવું; મુકરર; ઠેરવેલું.

**નિયંતા,** પું૦ [ સં. ] જગતમાંનાં પ્રાણી પદાર્થ ને નિયમે ચલાવનાર તે; બધી ચીજને નિયમે પ્રવર્તાવનારો જે પરમેશ્વર તે. ઉ૦ નિયંતા નાથને, અમે નમી નમી કરીએ પ્રણામ, નિયંતા નાથને. દોરનારો; સારથિ; શાસ્તા.

**નિયંત્રણા,** સ્ત્રી૦ કાબુ; અંકુશ.

**નિયામક,** વિ૦ નિયમથી ચલાવનારે; કબજે રાખનારો; સુકાની; નાવિક; અનુશાસક.

**નિયુક્ત,** વિ૦ [ સં. ] યોજેલું; જોડેલું.

**નિયુત,** વિ૦ [ સં. ] દસ લાખ.

**નિયોગ,** પું૦ [ સં. ] આજ્ઞા; પ્રેરણા. (૨) વિધવાએ પુત્રને માટે દિયેર સાથે સંબંધ કરવો તે; જોડાવું–સામેલ થવું તે; યોજના કરવી તે.

**નિરખ,** પું૦ ફલાણે ભાવે વેચવું એમ નક્કી કરી મૂકેલું તે. (૨) તપાસ; પરીક્ષા; કસ.

**નિરખવું,** ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું; નિહાળવું. (૨) કસવું; પરીક્ષાકરવી.

**નિરધાર,** અ૦ નિર્ધાર; નક્કી; નિશ્ચે. કવિતામાં વપરાય છે. ઉ૦ પ્રાણ જશે નિરધાર.

કંઈ લાભ ન હોય એવું; નકામું; નજીવું; હલકું; અસાર; માલ વગરનું. :–આવી નિર્જીવ બાબતમાં માથું મારવું ન જોઇએ.

**નિર્જીવતા,** સ્ત્રી૦ નિર્જીવપણું; પ્રાણ–ચેતન રહિતપણું; જડતા.

**નિર્ઝર,** પું૰ [ સં. ] વહેળો; ઝરો; નાની નદી; ઝરણું.

**નિર્ણય,** પું૦ [ સં. ] તોડ; નિશ્ચય. (૨) છેલ્લો ઠરાવ; ફેંસલો; હુકમનામું. ( ૩ ) નક્કી કરેલી ગોઠવણ.

**નિર્ણીત,** વિ૦ નક્કી કરેલું; ઠરાવેલું; જેનો તોડ આણેલો હોય તેવું.

**નિર્દય,** વિ૦ [ સં. ] દયા વગરનું; ક્રૂર; ઘાતકી; દયાહીન.

**નિર્દાવા,** વિ૦ ફરીને દાવો થાય નહિ એવું–લખત વગેરે.

**નિર્દિષ્ટ,** વિ૦ [ સં. ] હુકમ કરેલો હોય એવું; આદિષ્ટ. (૨) બતાવેલું; સોંપેલું.

**નિર્દેશ,** પું૰ [ સં. ] આજ્ઞા; હુકમ. (૨) દેખાડવું તે; બતાવવું તે; વર્ણન; ઉચ્ચાર.

**નિર્દોષ,** વિ૦ [ સં. ] નિરપરાધ; બેકસુર; દોષ રહિત; બેગુના. (૨) નિષ્કપટ; નિખાલસ; ભોળું; ભલું; પાપ વગરનું; દૂષણ રહિત.

**નિર્દોષી,** વિ૦ નિરપરાધી; જેણે દોષ–ગુનો કર્યો હોય નહિ એવું.

**નિર્ધન,** વિ૦ [ સં. ] ધનરહિત; જેની પાસે ધન–પૈસો હોય નહિ એવું; ગરીબ; દીન.

**નિર્ધનતા,** સ્ત્રી૦ ધન રહિત હાલત તે; ગરીબાઇ; દૈન્ય.

**નિર્ધનિયું,** વિ૦ જેની પાસે પૈસો ન હોય એવું; ગરીબ; કંગાલ.

**નિર્ધની,** વિ૦ ધન વગરનું; ગરીબ.

**નિર્ધાર,** પું૦ નિશ્ચય; નક્કી કરેલો વિચાર; ઠરાવ તે. (૨) અ૦ ખચીત; નક્કી.

**નિર્ધારવું,** ક્રિ૦ સ૦ નક્કી કરવું; નક્કી ઠરાવવું; નિશ્ચે કરવું. :–વસંતપંચમીનાં લગ્ન નિર્ધાર્યાં છે.

**નિર્બળ,** વિ૦ [ સં. નિર્બલ ] બળરહિત; કમજોર. (૨) અશક્ત; તાકાત વગરનું; શક્તિહીન; દુર્બળ. (૩) ગરીબ; દીન.

**નિર્બળતા,** સ્ત્રી૦ કમજોરી; નબળાઈ; અશક્તિ.

**નિર્બળપણું,** ન૦ નિર્બળતા.

**નિર્ભય,** વિ૦ [ સં. ] ભય રહિત; ભય વિનાનું. :–નિર્ભયસ્થાન. ( ૨ ) નિડર; હિમ્મતવાળું; ડરે–બીએ નહિ એવું–માણસ.

**નિર્ભયતા,** સ્ત્રી૦ ભય નહિ હોવાપણું; ભય રહિત સ્થિતિ તે; નિડરતા.

**નિર્ભર,** વિ૦ [ સં. ] ભરેલું; ભરપુર; અતિશય.

**નિર્ભર્ત્સના,** સ્ત્રી૦ [ સં. ] તુચ્છકાર; તુચ્છ ગણવું તે. ( ૨ ) કંટાળો; અભાવ.

**નિર્ભાગી,** વિ૦ હીનભાગ્યનું; અભાગી; નિર્ભાગ્ય. નિર્ભાગિયું.=ભાગ્ય વગરનું; અકર્મી; હતભાગી. ઉ૦ નિર્ભાગિયો રે, મોસાળથી ઘેર આવિયો.

**નિર્ભાગ્ય,** [ સં. ] અભાગ્ય; અભાગિયું; કમનસીબ; ભાગ્ય વિનાનું.

**નિર્ભ્રાંત,** વિ૦ [ સં. ] ભ્રાંતિ ન રહે એવું; વગર વહેમનું. ( ૨ ) નક્કી; જરૂર; બીનચૂક.

**નિર્ભેદ્ય,** વિ૦ [ સં. ] નહિ ભેદાય એવું; ભેદાય–ચિરાઇ જાય નહિ એવું.

**નિર્ભેળ,** વિ૦ સેળભેળ વગરનું; તદન એક જાતનું; જેમાં બીજું ભળેલું ન હોય એવું.

**નિર્મળ,** વિ૦ [ સં. ] મળ–મેલ વગરનું; સ્વચ્છ; જેમાં કચરો ન હોય એવું પાણી વગેરે. ( ૨ ) નિર્ભેળ; નર્યું–તદન એક જાતનું. ( ૩ ) નહિ ઝાંખું; ડાઘાડુઘી કે મેલ વળગેલો ન હોય તેવું=દર્પણ વગેરે. ( ૪ ) અંતરાય; આડ; ધુ-

આડી વાદળ વગેરે કંઇ ન હોય તેવું. નિર્મળ આકાશ. ચોખ્ખું; ખુલ્લું:—આજે સૂરજ નિર્મળો ઉગ્યો.

**નિર્મળતા,** સ્ત્રી૦ મેલ-કચરા વગરનું એવું તે; મળ રહિતપણું; સ્વચ્છતા; ચોખ્ખાઇ.

**નિર્મળી,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ—ઓષધિ.

**નિર્માણ,** ન૦ [ સં ] સર્જીત; નક્કી થયેલું હોય તે; નસીબ; ભાગ્યમાં લખેલું હોય તે. ( ૨ ) દૈવે નક્કી કરેલું હોય તે.

**નિર્માલ્ય,** ન૦ [ સં ] દેવપરથી ઉતરેલું જે દ્રવ્ય તે, ફૂલ વગેરે. ( ૨ ) વિ૦ માલ વગરનું; કમજોર; દુર્બળ; અશક્તિ; શક્તિ હીન; કાંગલું.

**નિર્માળ,** ન૦ નિર્માલ્ય.

**નિર્મિત,** વિ૦ [ સં ] સર્જીત; નિર્માણ કરેલું; નક્કી ઠરેલું હોય એવું; નિમેલું.

**નિર્મુખ,** વિ૦ [ સં. ] મુખ ભરવા આવેલું છતાં મુખ ભર્યા વગર ગયેલું; અભુક્ત ગયેલું; નિરાશ થઇ પાછું ગયેલું. ઉ૦ પિતૃ નિર્મુખ ગયા જેમના.

**નિર્મૂળ,** વિ૦ [ સં. નિર્મૂલ ] મૂળ પણ રહ્યું ન હોય તેવું; મૂળ રહિત—શૂન્ય. (૨) નિર્વંશ; આગળ વધે નહિ એમ જેનું મૂળ ઉખડી ગયું હોય એવું.

**નિર્મોહ,** વિ૦ [ સં. ] મોહશૂન્ય, જેને કશો મોહ રહેલો ના હોય એવું—માણસ—યોગી.

**નિર્યાણ,** ન૦ [ સં. ] પ્રયાણ; નીકળવું તે.

**નિર્યાસ,** પું૦ [ સં. ] ઝાડ-વનસ્પતિમાંથી નીકળેલો રસ તે; ગુંદર. (૨) કવાથ; કસ; સાર.

**નિર્લજતા,** સ્ત્રી૦ બેશરમી-પણું; બેઅદબપણું; ધૃષ્ટતા.

**નિર્લજપણું,** ન૦ લાજ-શરમ વગરનું થઇ જવું તે; નિર્લજતા.

**નિર્લજ્જ,** વિ૦ [ સં. ] લાજવગરનું; ધૃષ્ટ; બેશરમ; બેઅદબ.

**નિર્લેપ,** વિ૦ [ સં. ] નહિ લિંપાયેલું—ખરડાયેલું એવું; જેને લેપ લાગ્યો ન હોય એવું; જેને કંઇ લાગે વળગે નહિ એવું; અસંગ; આસંગરહિત.

**નિર્લોભ,** વિ૦ [ સં. ] લોભ રહિત; જેને લોભ હોય નહિ એવું.

**નિર્લોભી,** વિ૦ લોભી નહિ એવું તે; જેને કંઇ મેળવી લેવાની ઇચ્છા ન હોય એવું.

**નિર્વચન,** ન૦ [ સં. ] નિશ્ચય પૂર્વક કહેવું તે; પ્રશંસા.

**નિવર્તક,** વિ૦ [ સં. ] નિવારનાર; ટાળનાર.

**નિર્વંશ,** વિ૦ [ સં. ] નખોદિયું; વંશ ન રહે એવું તે; વંશ જવો; વંશમાં કોઇ નહિ રહેવું તે. ક્રિ૦ પ્ર૦ નિર્વંશ જવો=વંશનો નાશ થવો; કુલ ક્ષય થવો.

**નિર્વાણ,** અ૦ નક્કી; ખચીત; બીનશક. (૨) ન૦ ઉદ્ધાર; મોક્ષ; મુક્તિ; મુઆ પછી બ્રહ્મમાં ભળી જવું તે:—બુદ્ધનિર્વાણ. ( ૩ ) લય થઇ જવું તે. દીવો નિર્વાણ પામિયો.

**નિર્વાણી,** વિ૦ નિર્વાણ પામેલું. ઉ૦ નરસૈંયો નિર્વાણી. ( ૨ ) મુનિ; જેણે વાણી સંયમ કરેલો હોય એવું. ઉ૦ તમે બોલોને બાવા નિર્વાણી.

**નિર્વાત,** વિ૦ [ સં. ] પવન વગરનું; જ્યાં વાયુ ન હોય એવું—સ્થાન.

**નિર્વાહ,** પું૦ [ સં. ] ચલાવવું તે; ટકાવ. ( ૨ ) ગુજારો; ભરણપોષણ. ક્રિ૦ પ્ર૦ નિર્વાહ કરવો=ગુજારો કરવો; ચલાવી લેવું.

**નિર્વિકલ્પ,** વિ૦ [ સં. ] વિકલ્પ રહિત; જેમાં ભેદ રહેલો ન હોય એવું; જાણનાર અને જાણવાનું જે તેમાં ભેદ નહોય એવું:—નિર્વિકલ્પ સમાધિ.

**નિર્વિકાર,** વિ૦ [ સં ] વિકાર રહિત; બ-ગાડા વગરનું.

**નિર્વિકારી,** વિ૦ વિકાર કરે નહિ એવું.

**નિર્વિઘ્ન,** વિ૦ [ સં. ] વિઘ્ન રહિત; અડ-ચણ વગરનું.

**નિર્વિવાદ,** વિ૦ [ સં. ] જેને માટે વિવાદ કરવાની જરૂર ન હોય એવું; બીનતક-રારી; અબાધિત. ( ૨ ) નક્કી; જરૂર; ખચીત; નિશ્ચે.

**નિર્વિષ,** વિ૦ [ સં. ] વિષ રહિત; જેમાં ઝેર ન હોય એવું. ( ૨ ) હાનિ કરે નહિ એવું; ગરીબ; સાલસ. ( ૩ ) વેર-ઝેર વગરનું; ભોળું; નિખાલસ.

**નિર્વીર્ય,** વિ૦ [ સં. ] વીર્ય-બળ પરાક્રમ વગરનું; સત્ત્વહીન; નપુંસક; બાયલું; ન-માલું; પુરુષત્વરહિત.

**નિર્વેદ,** પું૦ [ સં. ] અણગમો; અભાવો; કંટાળો. ( ૨ ) વૈરાગ્ય. ઉ૦ અંતરમાં ઉપજે નિર્વેદ. અખો.

**નિર્વેધ,** વિ૦ [ સં. ] વેધ વગરનું; અબાધ; અડચણ વિનાનું.

**નિર્વ્યસની,** વિ૦ જેને કશું વ્યસન-ટેવ-ન હોય તેવું; વ્યસનવગરનું.

**નિલય,** ન૦ રહેઠાણ; મુકામ; ઘર.

**નિલવટ,** ન૦ કપાળ; ભાલ. ઉ૦ માને નિ-લવટ ટીલડી શોભે. નિલવટ ચંદ્રપ્ર-કાશ. પ્રે.

**નિલાજરૂં,** વિ૦ બેશરમ; નિર્લજ્જ.

**નિલાય,** ન૦ લિલામ; હરાજી; ઉધળામણી.

**નિવડવું,** ક્રિ૦ અ૦ નીકળી આવવું; ગુણ અવગુણ ખીલી અમુક તરેહનું સ્વરૂપ પ્રકટ થવું; વય, શિક્ષણ અને અનુભવ પછી જે પ્રકટીકરણ થવું તે. ( ૨ ) ઘડાઇ-અથડાઇ કુટાઇને રીઢું થવું; નિ-બડવું; પાકું દઢ-ઝટ ન ફીટે એવું થવું:- નિવડેલો ઘડો ફોડી નાંખ્યો. ( ૩ ) ક્રિ૦ સ૦ વીણવું; ચુંટવું; પસંદ કરવું; જોઇ તપાસીને પસંદ કરી લેવું. રૂ૦ પ્ર૦ નિ-વડે વખાણ=જ્યારે રીઢું થઇ સ્વરૂપમાં પ્રકટી નીકળે અને તે વખતે પસંદ કરાય ત્યારે ખરૂં એમ; કસોટીમાંથી પસાર થઇ સારૂ નીકળી આવે ત્યારે વખાણ્યું બરો-બર કહેવાય ત્યાં લગી નહિ. કેળવાવું; કસોટીએ ચઢી નીકળવું; થઇ આવવું:- દિવાનનો છોકરો સારો અને રાજાનો કુંવર નેશ નિવડ્યો.

**નિવપન,** ન૦ [ સં. ] પિતૃઓને બલિપિંડ અને તર્પણ આપવું તે; શ્રાદ્ધ સારવું તે. નિવપન ક્રિયા=શ્રાદ્ધક્રિયા

**નિવર્તવું,** ક્રિ૦ અ૦ [ સં. નિ+વૃ. ] પાછું વળવું; પાછા હઠવું; છોડી દઇને ખસી જવું. ( ૨ ) ટળવું; મટવું; નવરા થવું; ફરાગત થવું; છુટાથવું.

**નિવાજવું,** ક્રિ૦ સ૦ નવાજવું; સરપાવ, પ-દવી અને માલમિલકત વગેરે આપી સંતોખવું; નવાજેસ આપવી; કંઇ આ-પીને કૃપા દેખાડવી; સુખી ને ખુશી કરવું; મહેરબાની જાહેરકરવી; પ્રસન્નકરવું.

**નિવાડો,** જુ૦ નિવેડો.

**નિવારક,** વિ૦ નિવારણ કરનાર; ટાળક; મટાડનાર; પાછું હઠાવનાર; ટાળનાર. ઉ૦ ત્રણે તાપ નિવારક. ( ૨ ) રોકનાર; અ-ટકાવ કરનાર.

**નિવારણ,** ન૦ [ સં. ] નિવારવું તે; વાર-ણ; રોકાણ; પાછું હઠાવવું તે; ટાળવું-મટાડવું તે.

**નિવારવું,** ક્રિ૦ સ૦ [ સં. નિ વૃ ] પાછું હઠાવવું; આવતાં અટકાવવું; દૂર કરવું; ટાળવું; મટાડવું; રોકવું; વારવું; નહિ આવવા દેવું.

**નિવારિત,** વિ૦ વારેલું; રોકેલું; અટકાવેલું.

**નિવાસ,** પું૦ [ સં. ] રહેવાનું ઠેકાણું; રહેઠાણ; ઘર. ( ૨ ) પડાવ; મુકામ; વસવા-રહેવાનું સ્થાન. ઉ૦ જોજે તું ત્યાં, શુક શિખવતી, નાગરીના નિવાસ.

**નિવાસી,** વિ૦ [ સં. ] રહેઠાણ કરીને રહેનારઃ-તમે કહિંના નિવાસી છો.

**નિવૃત્ત,** વિ૦ [ સં. ] પાછું ફરી આવેલું; વળેલું; છુટું થયેલું; પરવારેલું; અળગું થયેલું; ફારગ.

**નિવૃત્તિ,** સ્ત્રી૦ [ સં. ] ઉપાધિમાંથી અળગા રહેવું તે; ફરાગત થવું તે; છુટકારો. ( ૨ ) રાહિયત; નિરાંત; શાંતિ; પરવાર; ફુરસદ. ( ૩ ) પાછા ફરવું તે; ઉપાધિથી દૂર થઈ જઈ શાંત એકાંત વાસ કરવો તે; સંસારની જાળમાંથી નિવૃત્ત થવું તે. ઉ૦ નિવૃત્તિ કહે મારા નાથજી! વણજારારે.

**નિવેડો,** પું૦ તોડ; ફેંસલો; ચુકાદો. ( ૨ ) પરિણામ; છેવટ; છેડો; પાર. ઉ૦ મુજથી ન છૂટે, આપને છોડવો, મારો ક્રિયેને કાળ નિવેડો. દયારામ. ક્રિ૦ પ્ર૦ નિવેડો લાવવો=પાર લાવવો; તોડ લાવવો. નિવેડો આણવો વગેરેઃ-આનો ક્યારે નિવેડો છેડો-પાર-આવશે ?

**નિવેદન,** ન૦ [ સં. ] નમ્રતાથી જણાવવું તે; વિનયથી કહેવું તે. ( ૨ ) અરજ. ક્રિ૦ પ્ર૦ નિવેદન કરવું=નમ્રતાથી પોતાને જે કહેવાનું હોય તે સામાને કહેવું; અરજ ગુજારવી; જણાવવું તે.

**નિવેદવું,** ક્રિ૦ અ૦ નમ્રતાથી ધીરે રહીને કહેવું-જણાવવું. ( ૨ ) અરજ કરવી; વિનય પૂર્વક જે કહેવાનું હોય તે બધું ધીરેથી કહેવું. ઉ૦ નિવેદ જે આ સઘ વૃત્ત નંદિ ! મારીવતી ત્યાં જઈ પાદ વંદી.

**નિવેશ,** પું૦ [ સં. ] પડાવ; મુકામ; છાવણીઃ-સેનાનિવેશ. ( ૨ ) દાખલ થવું તે; પ્રવેશ.

**નિશ,** જુ૦ નિશા.

**નિશદિન,** અ૦ રાત દહાડો; હરહમેશ.

**નિશભોર,** અ૦ રાત દહાડો. ઉ૦ સખી મને વિકળ કરી છે એની વાંસળીએ રે, ખુબી જેની ખસતી નથી નિશભોર. દયારામ.

**નિશા,** સ્ત્રી૦ [ સં. ] રાત; રાત્રિ; રજની. ( ૨ ) કેફ; નિશો; ઘેન; ગરરી. ( ૩ ) મસાલો વગેરે વાટવા-કચરવાની પત્થરની નાની છાટ-શિલા તે; નિશાતરો.

**નિશાકર,** પું૦ [ સં. ] રજનીકર; ચંદ્ર; શશિ.

**નિશાચર,** પું૦ [ સં. ] રાત્રિએ ભટકનારો; રાક્ષસ; ચોર; કાળાં કર્મ કરનારો. ( ૨ ) રાતે શિકારે નીકળનારાં હિંસક પશુ અને પંખીઓ વગેરે તે.

**નિશાચરી,** સ્ત્રી૦ રાક્ષસી.

**નિશાણ,** જુ૦ નિશાન.

**નિશાતરો,** પું૦ મસાલો અને દાળ વગેરે વાટવાનો ગોળ પત્થર; ઉપરવટણો.

**નિશાન,** ન૦ ઓળખવાનું ચિહ્ન; ખૂણ; આંકો; લીટો; રેખા; લાંછન, વગેરે તે. ( ૨ ) બાણ અને ગોળી વગેરે મારવાને માટે નક્કી કરેલું જે બિંદુ-ટાંપ તે. ( ૩ ) ધજા; વાવટો; જરીપટકો; ઝુંડોઃ-નિશાનનો હાથી. ( ૪ ) ઘડિયાળાં; અમુક કાળ-સમય થયો એમ બતાવવાને વગાડવામાં આવતાં વાજાં; ચોઘડિયાં. ઉ૦ બાણાસુરની નગરીમાં ગડગડિયાં નિશાનરે. લશ્કરની ઉંટ ઉપરની નોબત તે. ઉ૦ પાંડવનાં નિશાન વાગ્યાં. ગિરધર. ( ૫ ) ધારેલી બાબત; ધારણા; ચોટ.

ક્રિ૦ પ્ર૦ નિશાન તાકવું=ધારેલે-નક્કી કરેલે સ્થાને ચોટ લગાવવી; નિશાન મારવું=ધારેલું કામ પાર પાડવું. નિશાન ઉડાડવું=ધારણા હોય તે સફળ કરવી; ઇચ્છાપુરી કરવી.

**નિશાનબાજ,** વિ૦ તાકોડી; નિશાન પાડનાર; નિશાનપર ધાર્યો તીર અથવા ગોળી મારી જાણનાર.

**નિશાનબાજી,** સ્ત્રી૦ નિશાનપર તીર કે ગોળી લગાવવાનો મહાવરો કરવો તે; નિશાન પાડવાની સરતની રમત તે.

**નિશાની,** સ્ત્રી૦ ચિહ્ન; ઓળખ; ખૂણ; ઓળખવાને માટે કરેલું-ધ્યાનમાં રાખેલું જે ચિહ્ન, આંકો, ટપકું આકૃતિ વગેરે તે. (૨) યાદગીરીને માટે આપેલી વસ્તુ-ચીજ તે. (૩) છાપ; લાંછન; લાખું; લીટો; ઘસરકો. (૪) પગલી.

**નિશાપતિ,** પું૦ [ સં. ] ચંદ્ર; શશી.

**નિશાળ,** સ્ત્રી૦ છોકરા છોકરીઓ વગેરેને ભણવાની જગા; વિદ્યાર્થીઓને ભણવાનું સ્થાનક-મકાન; મદ્રેસા; શાળા. ક્રિ૦ ચોખ્ખી વિશાળ નિશાળ ચણાવો.

**નિશાળગણું,** ન૦ નાના છોકરાનું પહેલું વહેલું નિશાળે જવું તે. (૨) છોકરાને પહેલ વહેલો નિશાળે મૂકતાં કરવામાં આવતો વિધિ તે.

**નિશાળિયો,** પું૦ નિશાળે જનારો છોકરો; વિદ્યાર્થી; છાત્ર; શિષ્ય; ભણનારો. ક્રિ૦ નવો નિશાળિયો નવ દહાડા.

**નિશો,** પું૦ [ ફા. ] કેફ; ઘેન; મગજપર થતી જુસ્સાની અસર તે.

**નિશોતર,** ન૦ એક જાતની વનસ્પતિનાં મૂળિયાં; એક ઓષધિ. એનો ગુણ કફ અને સારક છે.

**નિશ્ચય,** પું૦ [ સં ] મનથી નક્કી કરેલું હોય તે; મનનો જે દઢ-ન ફરે એવો વિચાર-અભિપ્રાય તે; નિર્ણય; ઠરાવ; નક્કી કરેલો મનસુબો. (૨) ખાતરી; પ્રતીજ; ભરોસો:-તે આજે આવશે એ નિશ્ચય છે. ખાતરી છે. (૩) નિવેડો; તોડ; નિર્ણયઃ-એનો જે તે કંઇ નિશ્ચય કરો-લાવો.

**નિશ્ચલ,** વિ૦ [ સં. ] ન ચળે એવું; ડગમગે કે હાલે નહિ એવું; અચળ; સ્થિર; દઢ બેઠેલું-ચોંટેલું; ખસે-ફરે ચળે નહિ એવું તે.

**નિશ્ચલતા,** સ્ત્રી૦ અચળતા. ડગુમગુ નહિ થવાપણું. (૨) દઢતા; સ્થૈર્ય.

**નિશ્ચિંત,** વિ૦ [ સં. ] ચિંતા રહિત; બેફિકર.

**નિશ્ચિંતપણું,** ન૦ બેફિકરાઈ; ચિંતારહિત હાલત તે; નિરાંત.

**નિશ્વાસ,** પું૦ નિસાસો.

**નિષાદ,** પું૦ એક અનાર્ય જાતિ; ભિલ્ล. (૨) ધીવર; માછી. (૩) ગંડાળ.

**નિષિદ્ધ,** વિ૦[ સં. ] મના કરેલું; નકારિત; નહિ કરવું, એમ જેને માટે ફરમાવેલું હોય તે. (૨) નઠારૂં; ખરાબ.

**નિષેધ,** પું૦ [ સં. ] પ્રતિષેધ; નકાર; ન કરવું એમ ફરમાવવું તે; નકારવું તે.

**નિષેધક,** વિ૦ નિષેધ કરનાર; મના કરનાર; ના પાડનાર; વિરુદ્ધ મત આપનાર.

**નિષેધવું,** ક્રિ૦ મના કરવું; ના કરવું એમ કહેવું; નકારવું; ના પાડવી.

**નિષ્ક,** પું૦ [ સં. ] સોનાનો સિક્કો; મહોર; દીનાર. ચાર સિક્કાની મહોર.

**નિષ્કપટ,** વિ૦ જેના મનમાં કપટ ન હોય એવું; ખુલ્લા-ભોળા મનનું; સરલ સ્વભાવનું; નિખાલસ.

**નિષ્કપટી,** વિ૦ નહિ કપટી તે; નિખાલસ; ભોળું. (૨) નિષ્કપટ.

**નિષ્કરુણ,** વિ० [ સં. ] કરુણા શૂન્ય; જે-નામાં કરુણા હોય નહિ તે; કઠોર હૃદયનું.

**નિષ્કર્મ,** વિ० અકર્મ; કર્મ-કામકાજ નહિ કરનાર; જે કંઇ કામ કે હિલચાલ કરતું ન હોય તે. ( ૨ ) આળસુ; કામ વગરનું; નવરું.

**નિષ્કર્ષ,** પું० [ સં. ] ખેંચી કાઢેલું જે તે; સત્વ; સાર; તત્ત્વ; મતલબ; સંક્ષિપ્તાર્થ. અર્ક.

**નિષ્કલંક,** વિ० [ સં. ] કલંક રહિત; લાંછન વિનાનું; નિર્દોષ; જેને કંઇ બટ્ટો-ડાઘ લાગેલો ન હોય એવું; ખોડખાંપણ વગરનું; ચોખ્ખું; શુદ્ધ-પવિત્ર.

**નિષ્કંટક,** વિ० [ સં. ] કાંટા વગરનું; કંઇ હરકત કે આડખીલી રહેલી ન હોય એવું; જેમ ગમે તેમ ખુંદી-ખેડી-ચાલી શકાય ને કંઇ અલવલ આવે નહિ એવું; વાંધા વગરનું; સ્વતંત્ર.

**નિષ્કામ,** વિ० [ સં. ] મોક્ષ સિવાય-ઈશ્વર પ્રાપ્તિ સિવાય બીજા કોઇ પણ ફળની ઇચ્છા ન હોય તેવું; કામના-ઇચ્છા રહિત; નિ:સ્વાર્થ; બદલાની આશા વગરનું.

**નિષ્કારણ,** અ० વગર કારણે; કંઇ પણ કારણ ન હોય તેમ; બીનજરૂર; ફજુલ. ( ૨ ) અમસ્તુ; કારણ વગર.

**નિષ્ક્રાંત,** વિ० [ સં. ] ગયેલું; નિર્ગત; બહાર નીકળી જવું તે; રંગભૂમિપરથી ગયેલું.

**નિષ્ણાત,** વિ० [ સં. ] નિપુણ; કુશળ; હોશિયાર; સારી પેઠે જાણનાર.

**નિષ્ઠા,** સ્ત્રી० [ સં. ] પૂર્ણ ભક્તિભાવને વિશ્વાસ હોવો તે; આસ્થા; ઇતબાર; પતીજ; સંપૂર્ણ ખાતરીથી વળગી રહેવું તે:–મને એમાં નિષ્ઠા છે. ( ૨ ) ધારણા; આશય; વિચાર; મનસૂબો:—એની નિષ્ઠા સારી નથી, અર્થાત્ ખરાબ ધારણા છે. ક્રિ० પ્ર० નિષ્ઠા રાખવી=ભાવથી વિશ્વાસ રાખવો.

**નિષ્ઠુર,** વિ० [ સં ] નિર્દય; ક્રૂર. ( ૨ ) કઠણ; સખત.

**નિષ્ઠુરતા,** સ્ત્રી० નિર્દયતા; ક્રૂરતા. ( ૨ ) કઠોરતા; સખતાઇ; દયાહીનતા.

**નિષ્પક્ષપાત,** વિ० પક્ષપાત રહિત; એકકે તરફ નહિ એવું; વાદી પ્રતિવાદી કોઇ તરફ નહિ ઢળતું; સ્વતંત્ર; કોઇ પક્ષ તરફનું નહિ એવું:--નિષ્પક્ષપાત ન્યાયે બોલવું.

**નિષ્પક્ષપાતી,** વિ० એકકે બાજુની તરફદારી કરે નહિ એવું; એકકે પક્ષ તરફ ઢળીને નહિ પણ પોતાને યોગ્ય લાગે તેમ કહે અને કરે એવું; સીધું; સ્વતંત્ર વિચારવાળું; નહિ તરફદારી કરનાર.

**નિષ્પત્તિ,** સ્ત્રી० [ સં. ] નીકળી આવેલું જે તે; ઉત્પન્ન; ફળ; સાર. ( ૨ ) સિદ્ધિ.

**નિષ્પાપ,** વિ० [ સં. ] પાપ રહિત; નિર્દોષ; શુદ્ધ; પવિત્ર.

**નિષ્પ્રયોજન,** વિ० [ સં.] પ્રયોજન રહિત. અ० કારણ વગર; અકારણ; ન કામ.

**નિષ્ફળ,** વિ० [ સં. ] ફળ-પરિણામ રહિત. ( ૨ ) અ० ફોગટ; મિથ્યા; વ્યર્થ; ખાલી. ઉ० નિફળે નહિ ને સિધ્ધે નહિ એવું થયા થકી.

**નિસબત,** સ્ત્રી० [ અ. ] સંબંધ; વળગણ; નાતો. ( ૨ ) હવાલો; સંભાળ; અખત્યાર. ( ૩ ) અ० મારફત.

**નિસરણી,** સ્ત્રી० ઉંચે ચઢવાને ઉપર ઉપર પગ મુકાય એવાં પગથિયાંવાળી રચના અથવા લાકડાની બનાવટ તે; સીડી;

સોપાન.

**નિસરવું,** ક્રિ૦ અ૦ બહાર આવવું; ઘર, દર અથવા અંદરના ભાગમાંથી આગળ ચાલી નીકળી આવવું:-દરમાંથી વિંછી નિસર્યો. નીકળવું.

**નિસર્ગ,** પું૦ [ સં. ] સ્વભાવ. ( ૨ ) વિ૦ કુદરતી; સ્વભાવસિદ્ધ.

**નિસાતરો,** જુ૦ નિશાતરો.

**નિસાસો,** પું૦ નિશ્વાસ. (૨) નિરાશામાં અથવા દિલગીરીમાં લાંબો શ્વાસ લઇ નીચે મૂકવો તે. (૩) હાય; અકળામણને લીધે દુઃખ દેનારને જે શાપ દેવામાં આવે છે તે.:-ગરીબના નિસાસા ના લેતો. ક્રિ૦ પ્ર૦ નિસાસો નાંખવો=કંઇ નહિ ચાલવાથી નહિ મળવા-વળવાથી નિરાશાનો શ્વાસ મૂકવો તે; નાસીપાસીનો શાપ દેવો તે.

**નિસૂદન,** ન૦ [ સં. ] મારી નાંખવું તે; વધ; ઘાત.

**નિસ્તરવું,** ક્રિ૦ અ૦ પાર પડવું; પુરુ થવું; પાર આવવો; ખૂટવું. (૨) તરવું.

**નિસ્તારો,** પું૦ [ સં. ] પાર; ઉદ્ધાર; મુક્તિ; મોક્ષ; તારણ. (૨) છુટકો; નિકાલ; તોડ. ઉ૦ અખા ગહન એ ચાલ્યું જાય, રામ જાણે નિસ્તારો થાય. મન માન્યું કરે કોઇનો નથી આવ્યો નિસ્તારો. રત્નો. નિષ્કુતિ. ઉ૦ છાપાં તિલક તુલસીની માળા, સાધુ સંગ નિસ્તારા. મિરાંબાઇ.

**નિસ્તેજ,** વિ૦ [ સં. ] તેજ વગરનું; ઝાંખું. ફીકું. (૨) સુસ્ત. મંદ પ્રકાશ; ધુંધળું; ઝળકી લખલખાટ વગરનું.

**નિસ્પૃહ,** વિ૦ [ સં ] સ્પૃહા રહિત; બેદરકાર; બેપરવા; તમાવગરનું. (૨) કોઇની પણ સહાયની ઇચ્છાજ રાખતું ન હોય તેવું.

**નિસ્પૃહતા,** સ્ત્રી૦ નહિ સ્પૃહા તે; બેપરવાઇ; કોઇની સહાયની ઇચ્છા નહિ રાખવાપણું.

**નિસ્પૃહી,** વિ૦ સ્પૃહા વગરનું; કોઇની કંઇ પરવા રાખે નહિ એવું; નિસ્પૃહ.

**નિહંતા,** પું૦ [ સં. ] હણનારો; ઘાતક; મારનારો.

**નિહાલ,** ન્યાલ; સુખી.

**નિહારિકા,** સ્ત્રી૦ [ સં. ] ઝાંખાં ધુમ્મસ અને વરાળ ભરેલાં વાદળાં જેવા આકાશમાં ફરતા હવામય સમૂહો; વરાળના ગુબાળા-ગોટા.

**નિહાળવું,** ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું; નિરખવું.

**નિંદક,** વિ૦ નિંદા કરનાર; ગીબતખોર; નિંદાખોર.

**નિંદણ,** જુ૦ નીદણ.

**નિંદવું,** ક્રિ૦ અ૦ પુંઠ પાછળ ભુંડું બોલવું; નિંદા કરવી. (૨) નીદવું.

**નિંદા,** સ્ત્રી૦ કોઇની પુંઠ પાછળ ભુંડું બોલવું તે; બદગોઇ; ગીબત; ચુગલી.

**નિંદાખોર,** વિ૦ નિંદક; ગીબતખોર.

**નિંદિત,** વિ૦ [ સં. ] જેની નિંદા થયેલી-થતી હોય તેવું; લોક જેને માટે સારૂં કહેતા ન હોય તે. (૨) નઠારૂં; ખરાબ; વગોવાયેલું; હલકું.:-નિંદિત કામ ન કરવું.

**નિંદ્ય,** વિ૦ [ સં. ] નિંદા કરવાજોગ; ધિક્કારવાજોગ. ( ૨ ) ખરાબ; નઠારૂં:-નિંદ્યકામ.

**નિંબ,** પું૦ [ फा. ] લિંબડો.

**નિઃશંક,** અ૦ શંકા કરવાનું કારણ ન હોય તેવું-તેમ; બેશક; બેધડક.

**નિઃશેષ,** અ૦ કંઇજ બાકી રહેલું ન હોય તેમ; તમામ; લગારે લગાર; બિલકુલ; અનવશેષ.

**નિઃસત્વ,** વિ૦ [ **સં.** ] સત્વ રહિત; માલ વગરનું. (૨) નિર્માલ્ય; કમજોર. (૩) ગરીબ; દીન. સત્વ ખેંચી લેવાયેલું હોય તેવું; કુચાજેવું.

**નિઃસંગ,** વિ૦ [ **સં.** ] સંગ રહિત; નહિ લાગતું વળગતું રાખતું હોય એવું; અતડું; અળગું; આસંગ નહિ રાખતું. ઉ૦ આમ નિઃસંગ રહો તે શું સારૂં ? જુઓ સં- સારની આંબે વાડ. કુટુંબ માણુસ વગે- રેથી અતડા ને એકલા–દૂર રહેવું તે.

**નિઃસંદેહ,** વિ૦ [ **સં.** ] નિઃશંક; સંદેહ રહિત; જરૂર; ખચીત; સંદેહ નથી એમ તે. નિઃસંદેહ પડશે ને પડશેજ.

**નિઃસંશય,** વિ૦ નિઃસંદેહ; નિઃશંક; જરૂર; અચૂક.

**નિઃસ્નેહ,** વિ૦ [ **સં.** ] સ્નેહ રહિત; પ્રીતિ વગરનું; જેને કોઇ પર સ્નેહ થતો ન હોય તે; નહિ માયાળુ.

**નિઃસ્વાદ,** વિ૦ [ **સં.** ] સ્વાદ વગરનું; સ્વાદ રહિત.

**નિઃસ્વાર્થ,** વિ૦ [ **સં.** ] સ્વાર્થ રહિત; પ- રાર્થ હોય એવું.

**નિઃસ્વાર્થી,** વિ૦ સ્વાર્થી નહિ એવું તે; પ- રાર્થી; પોતાનો નહિ પણ બીજાનો લાભ હોય એવું કામ કરનારૂં; નિઃસ્વાર્થ વૃત્તિનું.

**નીક,** સ્ત્રી૦ પાણી વહેવરાવવાનો ઢાળ પડતો બાંધેલો કે ખોદેલો સાંકડો રસ્તો; પા- ણીનો રસ્તો.

**નીકા,** પું૦ [ **અ** ] બે ચાર જણુને સાક્ષી રાખી સ્ત્રી પુરુષે ધણી ધણિયાણી તરીકે રહેવાને બંધાવું તે. નીકા પઢવા=મુસલ- માની ધર્મ પ્રમાણે પતિ પત્ની તરીકે ર- હેવાને ધર્મ પ્રમાણે બંધાવું.

**નીકું,** ન૦ વિ૦ [ **હિં** ] ચોખ્ખું; સ્વચ્છ. (૨) પસંદ પડે એવું; સારૂં.

**નીગળવું,** ક્રિ૦ અ૦ રેલાને રૂપે વહેવું; ધીરે ધીરે વહેવું. (૨) ટપકવું ઝરવું.

**નીધા,** સ્ત્રી૦ નજર; કૃપાદ્દિષ્ટ. ( ૨ ) કા- ળજી; સંભાળ; મહેરબાની; શરત.

**નીચ,** વિ૦ [ **સં.** ] જાતે અને સ્વભાવે હલકું–નઠારૂં તે; હીણી જાતનું; હલકા– દુષ્ટ સ્વભાવનું; અધમ; ખરાબ; અનુત્તમ; નિંદ્ય. (૨) અપજશ મળે એવું; હલકું. ઉ૦ વળો વળો નીચાતી છોડૂ મોટાની વહુવાર, અમીરી ઘર આપણાં, મારા રાજ. કુજાતનું; હલકા કુટુંબનું.

**નીચલું,** વિ૦ નીચેનું; નીચે હોય તેવું; ત- ળેલું:–નીચલું ડાચું. (૨) હેઠેનું; જેની ઉપર બીજાું હોય એવું–નીચલો માળ ભાડે રાખો. (૩) ઉતરતું; ઢાળ પડતું; નીચેની બાજુનું –નીચલો રસ્તો.

**નીચું,** વિ૦ નીચ; હલકું; કુજાત; નઠારૂં; દુષ્ટ.–નીચું કામ. (૨) નહિ ઉંચું; ઉતા- વળું નહિ એવું ધીરૂં:–નીચે સૂરે ગાઓ; હલકી હલકનું. ( ૩ ) નિચાણમાં હોય તેવું; ઉતરતું; અનુન્નત; ઢળતું; અધઃ નમતું. નીચું જોઇને ચાલીએ. રૂ૦ પ્ર૦ નીચુ જોવું; શરમાઇ જવું; લજાવું; પ- સ્તાવું; હીણું લાગવું. નીચા જોયું=લાંછ- નવાળું; શરમાળ. ઉ૦ નીચા જોયો આ- ખલો ને ઉંચા જોઇ નાર, એકલ હઠ્ઠો વાણિયો, એ ત્રણેને ગરદન માર. ભાષા.

**નીચે,** અ૦ નીચલી તરફ; હેઠળ; **હેઠે; તળે.**

**નીડ,** પું૦ [ **સં.** ] પંખીનું ઘર; માળો; ગોખો.

**નીતિ,** સ્ત્રી૦ [ **સં.** ] સત્ય અને વ્યવહારને બાધ આવે નહિ એવી જે રીત તે; કોઇ પણ કામ કે વ્યવહાર સારી રીતે ચલા- વવાને માટે નક્કી કરેલો વર્તન માર્ગ તે; નય; સદાચાર.

**નીતિમાન,** વિ૰ સદાચારી; સદ્ગુણી; ન્યાયયોગ્ય હોય તે પ્રમાણે કરનાર– વર્તનાર.

**નીતિશાસ્ત્ર,** ન૰ [ સં. ] મનુષ્યે વ્યવહારમાં, રાજ્યમાં અને વર્તનમાં કેમ રહેવું તથા ચાલવું તેના જે નિયમો તે.

**નીંદણ,** ન૰ ખેતરમાં કરસણ ભેગું જે નકામું ફાલતું ઘાસ ઉગેલું હોય તે. ( ૨ ) નીંદી કાઢેલું ઘાસ તે.

**નીંદવું,** ક્રિ૰ અ૰ અનાજના ખેતરમાંનું નકામું ઘાસ મૂળથી ખેંચી નાંખવું; ઉખાડી વિંણી વિંણીને તાણી નાંખવું તે; ચુંટી કાઢવું.

**નીપ,** પું૰ [ સં. ] એક જાતનું ફૂલઝાડ.

**નીમ,** પું૰ નિયમ.

**નીમહકીમ,** પું૰ લેભાગુ વૈદ; ઉંટવૈદ.

**નીભા,** પું૰ નીભા; નિભાડો; કુંભારની હાંલ્લાં વગેરે પકવવાની ભઠ્ઠી. ( ૨ ) મોટો પ્રયોગ; એક સામટો ઘણા ઉપર કરેલો અખતરો; એક વખતનું આખું કામ તેઃ–એનો તો નીભા બગડયો.

**નીમી,** સ્રી૰ હુંડી.

**નીર,** ન૰ [ સં. ] પાણી; જળ; ઉદક. ( ૨ ) સત્ત્વ; શૌર્ય; બળ; તેજ; નૂર.

**નીરણ,** ન૰ ઢોરને નીરવાનું જે ઘાસ તે.

**નીરદ,** પું૰ [ સં ] મેઘ.

**નીરવું,** ક્રિ૰ સ૰ ખાવાને આપવું; ઢોરના મોં આગળ ઘાસ નાંખવું; આગળ મૂકવું.

**નીરસ,** વિ૰ રસ વગરનું.

**નીરો,** પું૰ ખજુરાંમાંથી નીકળેલો તાજો રસ; ઝાડની નીકળેલી તાડી.

**નીરોગી,** વિ૰ [ સં. ] રોગ રહિત; નહિ રોગી; તંદુરસ્ત.

**નીલ,** વિ૰ [ સં. ] આસમાની–લીલું; કાળું.

**નીલકંઠ,** પું૰ [ સં. ] મહાદેવ; શિવ. ( ૨ ) મોર.

**નીલમ,** ન૰ આસમાની હીરો.

**નીલી,** સ્રી૰ ગળી. ઉ૰ નીલી વાલે જે કરસણો. સામળ.

**નીલું,** વિ૰ ઘેરૂં–આસમાની.

**નીલોત્પલ,** ન૰ [ સં. ] કાળું કમળ; ઇંદીવર.

**નીવાર,** પું૰ [ સં ] એક જાતનું અનાજ; એક જાતના ચોખા. ઉ૰ નીવારોદન મિષ્ટ ઉષ્ણ મધુરું, સુચાવડી પ્યારીને. ઉ. રા. મ.

**નીવી,** સ્રી૰ [ સં. ] ચણિયાના નાડાની ગાંઠ; કમ્મરે પહેરવાના લુગડાની જે ગાંઠ નાભી આગળ વળાય છે તે.

**નીસા,** સ્રી૰ કેફ; અમલ. ( ૨ ) ભરોંસો; પતીજઃ–ખાતર નીસા. ( ૩ ) મસાલો વાટવાની પથ્થરની નાની છાટ.

**નીહાર,** પું૰ [ સં. ] ઝાકળ; ધુમ્મસ.

**નુકતી,** સ્રી૰ રાજગરાના લોટની ખાંડ પાયેલી શિંગો.

**નુકસાન,** ન૰ [ અ ] કોઇ પણ બાબતમાં ખામી–તોટો પડવો–આવવો તે; ગેરલાભ; ગેરફાયદો; તોટો. ( ૨ ) બગાડ; ખરાબી. ( ૩ ) નાશ; હાનિ. ( ૪ ) હરકત; અડચણ; વાંધો; જાન. ક્રિ૰ પ્ર૰ નુકસાન કરવું=ગેરલાભ થાય તેમ કરવું; હાનિ પહોંચાડવી. ( ૫ ) ખામી; છિદ્ર; દોષ. આ લુગડું નુકસાનવાળું છે.

**નુકસાનકારક,** વિ૰ ગેરફાયદાકારક; નુકસાન કરે એવું; અપકારક.

**નુકસાની,** સ્રી૰ નુકસાન; ગેરફાયદો. ( ૨ ) ખોટ; તોટો; લાભ હાનિઃ–એમાં તને શી નુકસાની લાગી. ( ૩ ) ખોટની પુરતી તે; ખૂટનો બદલો તેઃ–તમારે નુકસાની આપવી પડશે.

**નુક્તો,** પું૦ નક્તો; કૌતૂક ઉત્પન્ન કરે એવો બનાવ–વાતનો ટુચકો તે. (૨) નવો મુદ્દો; વિચિત્ર ફાંસ તે. (૩) કોયડો; જેમાં કંઇક અટપટું સમજવાનું રહેલું હોય એવું કથન તે. (૪) ટિંખળ; હસવા જેવી બાબત–વાત. (૫) અરબી ને ફારસી અક્ષરો ઉપર સ્વરના ચિહ્ન તરીકે જે નાનાં–મીંડાં વગેરે મૂકવામાં આવે છે તે.

**નુગરૂં,** વિ૦ ગુરુ વગરનું; નબદું; જે કોઇને ગાંઠે નહિ એવું હોય તે.– નુગરો સાપ= ઉતરે નહિ એવો સાપ.

**નૂતન,** વિ૦ [ सं. ] નવું; નવીન. (૨) તરતનું; તાજું નૂતનતા=નવાપણું; નવીનતા.

**નૂપુર,** ન૦ [ सं. ] સ્ત્રીઓને પગે પહેરવાનું ઘુઘરીઓવાળું વાગતું ઘરેણું; ઝાંઝર; નેપુર.

**નૂર,** ન૦ [ अ. ] તેજ; પ્રકાશ; કાંતિ; ચળકાટ. (૨) શૌર્ય; પાણી. (૩) ભાડું. (વહાણમાં માલ લઇ જવાનું).

**નૂરી,** સ્ત્રી૦ [ हिं ] પોપટની જાતનું લાલ રંગનું એક પંખી.

**નૃત્ય,** ન૦ [ सं ] નાચવું તે; નાચ. નૃત્યકાર= નાચ કરનારો.

**નૃપ,** પું૦ નરોને પાળનારો તે–રાજા.

**નૃપતિ,** પું૦ રાજા; નૃપાળ.

**નૃપાળ,** પું૦ રાજા.

**નૃશંસ,** વિ૦ અત્યંત પાપી–નઠારો ક્રૂર હોય તે.

**નૃશંસતા,** સ્ત્રી૦ અતિ નીચ–પાપીપણું; ક્રૂરતા; નઠારાપણું; દુષ્ટતા.

**નૃસિંહ;** પું૦ નરને સિંહના મિશ્ર આકારનો વિષ્ણુનો ચોથો અવતાર. (૨) ગુજરાતનો આદિ કવિ. (૩) નર–પુરૂષમાં નરોમાં સિંહ જેવો એવો જે શૂરવીર રાજા તે.

**ને,** અ૦ અનેનું ટુંકું રૂપ; અને; તથાઃ–હું ને તું. (૨) બીજી વિભક્તિનો પ્રત્યયઃ– રામને. (૩) ક્રિયાપદના લહેકાના આજ્ઞાર્થ રૂપને અંતે ની–ને રૂપે આવી પ્રતિ પ્રચ્છા દર્શાવે છેઃ–આપને ? આને ? (૪) વિ૦ એવુંને અર્થે કવિતામાં વપરાય છેઃ–ગોરમા ઘરડો ને ભરથાર કે આપ્યો મુજનેરે લોલ ! (૫) સ્ત્રી૦ નેં; નેહ; નેં; હોકામાંથી ધુમાડી ખેંચવાની પાતળી અરણી વગેરેની અંદરથી પોલી લાકડિયાળી નળી.

**નેઉ,** વિ૦ નેવું; સોમાં દસ કમ તે; ૯૦. (૨) નળિયું; નાળ. (૩) છાપરાનાં નળિયાંથી વરસાદના પાણીના જે ધાધોડા પડે છે તે. (૪) એ ધાધોડા જે ઠેકાણે પડે છે તે જગા.

**નેક,** વિ૦ [ फा. ] પ્રમાણિક; સાચું; ન્યાયી; પાક; ઇમાનદાર. (૨) નીતિમાન; સદાચારી; ભલું. (૩) સખી. (૪) પું૦ હદ, મર્યાદા, ઉ૦ ઓડાણે જીવ અનેક તાર્યા, શું વર્ણવું નથી નેક નરભેરામ. જેને ત્રુઠી શારદા, નેક રહી ના ન્યૂન, વિધા દેવણ વિશ્વમાં, તે વિણ સઘળું શૂન્ય. સામળ. ક્રિ૦ પ્ર૦ નેક બાંધવો=અમુક ભાવે અમુક વેચી કરી શકાય એમ ઠરાવવું તે. નેકનજર=પ્રમાણિકપણે વર્તનાર; ચોખ્ખી દાનતનું. નેકનામ=નેકીમાં જે જાણીતું હોય તે. નેકનામદાર=ભલા નામવાળો, જેનું નામ નેકી માટે પ્રખ્યાત હોય તે.

**નેકી,** સ્ત્રી૦ [ फा ] પ્રમાણિકતા; ઇમાનદારી; સીધાપણું. (૨) કોઇનું ભલું થાય તેવી બુદ્ધિ–વૃત્તિ તે; સન્નિષ્ઠા; સુધાપણું.

**નેકો,** પું૦ અમુક હદનો નેક; આંકો; અમુક

થાય અમુક ન થાય એવો ધારો; નિયમ; બંધ; પ્રમાણ:—આપવાંલેવામાં.

**નેગવું**, ક્રિ૦ પ્ર૦ ખાવું; જમવું.

**નેચો**, પું૦ [ फा ] હોકાની ગુંછળાંદાર નેહ.

**નેજવું**, ન૦ બારસાખના સોભલા પાસેનું ઢાંકણું; દાટો; વાટ. (૨) મોતિયાનો ટેકો; ફાંસડો.

**નેજારા**, પું૦ [ अ ] કટાક્ષ; આંખના અણુ-સારા—ભાલા; નેત્રબાણ.

**નેજું**, ન૦ [ फा. नेजह ] નાની બરછી ઉપરની ધજા; ઘોડેસ્વારના ભાલાને વળ-ગાડેલો વાવટો. (૨) ભાલાનું ફળું; બરછીનું પાનું. ઉ૦ ધજા ફરકે ને નેજા ચળકે, નિશાને બળિયા ધાવરે. લજ્જારામ.

**નેજો**, પું૦ વાવટો. ઉ૦ તારા નેજા ફરૂકતા. (૨) ભાલો; બરછી.

**નેટ**. અ૦ નક્કી; જરૂર; ખચીત.

**નેટી**, સ્ત્રી૦ ખણખોદ; તપાસ, પડપૂછ.

**નેડે**, અ૦ પાસે; નજીક; કને.

**નેડો**, પું૦ સ્નેહ; પ્રેમ; અનુરાગ. ઉ૦ નંદ-કુંવરસુ નેડો લાગ્યો, તે પ્રાણ ગયે ન છુટાય મિરાંબાઇ.

**નેણ**, [ सं. नयन ] આંખ; નેત્ર; ચક્ષુ. નેણકટારી=કટાક્ષ.

**નેતર**, ન૦ પાણીમાં અને ખૂબ ભેજવાળી જમીન પર થતા એક જાતના લાંબી પેરના વેલા—સાંઠા; વેતસ. એ જેમ વાળી-એ તેમ વળે એવા સ્થિતિસ્થાપક હોય છે. એની સોટીઓ, લાકડીઓ વગેરે બને છે. (૨) પાતળી સોટી:—નેતર લઇને મહેતાજી ઊઠ્યા એટલે છોકરાઓ ચૂપ થઇ ગયા.

**નેતરું**, ન૦ વ[illegible]ાણું તાણવાની રસી; વલોણા-ના વાંસને ફેરવવાને ત્રણ ચાર આંટા દઇ વળગાડેલી દોરી. ઉ૦ કાળીનાગનાં નેત-રાંરે લોલ.

**નેતા**, વિ૦ [ सं. ] દોરનાર; આગેવાન; મુખ્ય નાયક. (૨) બળ, પ્રમાણ જણાઇ જવું તે; પોતાનું સામર્થ્ય સમજાવું તે:—ડોસાને હવે તેના નેતા પહોંચ્યા તો ?

**નેતિ**, અ૦ [ सं. ] ના એટલુંજ નહિ એમ; એ નહિ, એ નહિ, એમ; એ નહિ પણ વધારે; અનંત. બ્રહ્મના સ્વરૂપની જિજ્ઞા-સાએ પુછાયેલા પ્રશ્નના ઉત્તરમાં ગુરુએ અપાતો જવાબ. આવા તેવા છે, એમ નહિ પણ એવો નહિ, એવો નહિ. ઉ૦ નેતિ નેતિ વેદભણે.

**નેત્ર**, ન૦ [ सं. ] આંખ; નયન; ચક્ષુ. નેત્ર-બાણ=કટાક્ષ. ઉ૦ નેત્રબાણ વાગ્યાં હોય તે જાણે. નેત્રપલ્લવી=આંખના અણુસારાથી સમજાવવાની ભાષા:—કરપલ્લવી.

**નેત્રવૈદ**, પું૦ [ सं. ] આંખનાં દરદોનો વૈદ તે.

**નેત્રાંબુ**, ન૦ [ सं. ] આંસુ; આંખનું પાણી.

**નેન**, જુ૦ નેણ.

**નેનસુખ**, ન૦ ઝીણા વણાટનું સુતરાઉ કપડું.

**નેપથ્ય**, ન૦ [ सं. ] નાટકમાં રંગભૂમિની પાછળનો નટોને વેષ પહેરવા જવાનો પડદો નાંખીને જુદો પાડેલો આંતરો તે. (૨) રંગભૂમિપરનો પડદો.

**નેપાળો**, પું૦ એક ઉગ્ર રેચક ઓષધિ. રૂ૦ પ્ર૦ નેપાળો આપવો=દમ દેવો; બીક બ-તાવવી; રેચ આપવો.

**નેપુર**, ન૦ નૂપુર; ઝાંઝર.

**નેફો**, પું [ फा. नेफ ] સુરવાલ—ચણિયાની તે ખોલ કે જેમાં નાડું રહે છે; ચીણ ઉપરની સરકિયાની ખોલ.

**નેમ**, પું૦ નિયમ. ઉ૦ નેમ વરત કંઇએ નથી કર્યાં. (૨) સ્ત્રી૦ નિશાન; તીર મારવાને

ધારેલું બિંદુ તે. ( ૩ ) અમુક નક્કી કરેલો હેતુ-આશય-વિચાર તે. ( ૪ ) હદ; મર્યાદા. ક્રિ૦ પ્ર૦ નેમ ચૂકવી=નિશાન નહિ પડવું; ધારેલો હેતુ ભૂલી જવાવો.

નેમી, સ્ત્રી૦ [ સં. ] પૈડાની પરિધ; ચક્રધાર. (૨) કુવા ઉપરની પાણી તાણવાની ગરગડી.

નેરૂં, ન૦ ચોમાસામાં પાણી વહેતું હોય તે વહેળો; કોતર. (૨) વિ૦ ન્યારૂં.

નેવ, વિ૦ નેઉ; સોમાં દસકમ; ૯૦ ( ૨ ) નેઉ; નળિયાં. ( ૩ ) જ્યાં નેવાંના ધાધોડા પડતા હોય તે જગા ને નળિયાંથી પડતી પાણીની ધારાઓ તે. રૂ૦ પ્ર૦ નેવે મૂકવું=ભૂલી જવું; વિસારી મૂકવું. ઉંચું મૂકવું; નહિ યાદ રાખવું. તજી દેવું; ઉપેક્ષા કરવી. કહે૦ નેવનાં પાણી મોભ ચઢ્યાં=નહિ થવા જેવું થયું; અસંભવિત હોય તેવું બનવું. અવળે રસ્તે જવું; ઉલટ સુલટ થઇ જવું. નેવે પાણી આવ્યાં=રેલા ચાલે એટલો વરસાદ વરસ્યો.

નેવર, ન૦ ઝાંઝર.

નેવલ, સ્ત્રી૦ બેડી. (૨) ઘરેણું.

નેવલે, અ૦ નેવે. ઉ૦ આવરે વરસાદ નેવલે પાણી.

નેવાણી, સ્ત્રી૦ નેવનાં પાણી પડવા માટે રાખેલી બે ઘર વચ્ચેની સાંકડી લાંબી ગલી; નવેળી.

નેવું, વિ૦ સોમાં દસકમ; ૯૦. ( ૨ ) નળિયું; નાળ.

નેવ્યાસી, વિ૦ એંશીને નવ; ૮૯.

નેશ, વિ૦ [ સં. નેષ્ઠ ] ખરાબ; નઠારૂં; દુષ્ટ. (૨) હીણું; કમનસીબ.:—નેશપગલાંની=નહિ ઇચ્છવા યોગ્ય.

નેસડો, પું૦ ગાયો ને ગોવાળોને રહેવાનું સ્થાન તે; રબારીવાડો. ( ૨ ) ગાયોને રાખવાનો વાડો; ગૌશાળા.

નેસ્તી, પું૦ ખોરાક માટે જોઇતી ચીજો વેચનારો; મોદી; પરચૂરણ ઘરગતુ વસ્તુઓ, અનાજ, વગેરે વેચનારો જે વેપારી તે.:—નેસ્તીની દુકાન.

નેહ, પું૦ [ સં. સ્નેહ ] પ્રેમ; પ્યાર; સ્નેહ. (૨) સ્ત્રી૦ હુક્કાની લાકડાની નળી.

નેહર, જુ૦ નહેર.

નેહરી, સ્ત્રી૦ નેફો. ઉ૦ સુવાને કાજે સાથરોરે, પહેરવાનું વસ્તર જાડું, શીતળ જળે મારી દીકરીરે, નહિ નેહરી ને નાડું. પ્રેમાનંદ.

નેહમી, અ૦ હમેશ; સદા; રોજ.

નેળ, સ્ત્રી૦ નળોકડી, નાળ; ઝાડી વચ્ચેનો અથવા ઝાડમાં થઇને જવાનો સાંકડો રસ્તો. કહે૦ નેળનાં ગાડાં શું નેળમાં રહેશે ?

નેં, સ્ત્રી૦ હુક્કાની લાકડાની નળી.

નૈર્ઋત, વિ૦ [ સં. ] દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશા; ખુણો. નૈઋતખુણો.

નૈગમ, પું૦ [ સં. ] વણિક; વાણિયો, વેપારી.

નૈડ, પું૦ પુરૂષેંદ્રિય; લિંગ.

નૈપુણ્ય, ન૦ [ સં. ] નિપુણતા; કુશળતા; બાહોશી; આવડ.

નૈમિત્તિક, વિ૦ [ સં. ] નિમિત જન્ય; પ્રાસંગિક; હમેશનું નહિ એવું.

નૈયત, સ્ત્રી૦ દાનત; વૃત્તિ; મનોગતાર્થ. (૨) નિષ્ઠા.

નૈયાયિક, વિ૦ [ સં. ] ન્યાય શાસ્ત્ર જાણનાર; ન્યાયમાં પાવરધો હોય તે.

નૈયું, ન૦ નખ ને લગતી ચામડી; નખ નજીકનું માંસ. (૨) દુખી. ઉ૦ નૈયાનં સાહિતારે; અતિ અનોપમ છે. બાળ નાસીપાસી.

નૈરાશ્ય, ન૦ [ સં. ] નિરાશા; હતાશ; નાઉમેદી.

નૈર્ગુણ્ય, ન૦ [ સં. ] નિર્ગુણપણું; ગુણાતીતપણું.

એકલવાયું; અદ્ધર; ટેકા વગરનું.

**નોબત,** સ્ત્રી૦ મોટું નગારું; ઉંટ ઉપર રાખી વગાડવાનું મોટું લડાઇનું નગારું (૨) દેવમંદિરમાંનું મોટું નગારું. ઉ૦ કાકરિયા ઉપરરે કે નોબત વાગે છે, ઝુંપડીઓ માંનારે કે જોધમલ જાગે છે. કાકરિયા.

**નોમ,** સ્ત્રી૦ [ सं. **नवमी** ] પખવાડિયાનો નવમો દિવસ.

**નોય,** નહોય.

**નોર,** નૂર. (૨) નહોર; પશુ–પંખીના પંઝાનો નખ.

**નોરતું,** ન૦ નવરાત્રિઓમાંનો અકેકો દિવસ તે.:–એ નોરતાં ગયાં.

**નોરપડવું,** ક્રિ૦ હાર પાડવું; ચાલતું થવું.

**નોરા,** પું૦ નહોરા; કાલાવાલા; આજીજી; નહોર ભરવી જોરથી અટકાવવું–બહુ આગ્રહ કરવો તે. (૨) નહોર ભરવીને ઉભા રહેવાનું સ્થાન. (જ્યાં કોસ ખેંચીને ગયેલા બળદ ઉભા રહે છે તે સ્થાન) ક્રિ૦ પ્ર૦ નોરા કરવા–ખૂબ આગ્રહ કરવો.

**નોરિયું,** ન૦ નખથી કરેલો ઉઝરડો; નખ મારવો તે; નખે પાડેલો આંકો:–બિલાડીએ નોરિયાં ભર્યાં.

**નોહરા,** પું૦ નોરા; કાલાવાલા.

**નોહે,** નહોય.

**નોળ,** પું૦ નકુળ; નોળિયો. (૨) જાડાં પાતળાં નહિ પણ નોળિયા જેવાં પેટ છાતી વગેરેથી સરખા ઘાટનો તંદુરસ્ત અને વાંક વગરનો એવો તે.:–નાગો નોળ.

**નોળવું,** ક્રિ૦ સ૦ મસોતાથી ઘસીને ગોરસુ ધોવું–સારૂ કરવું તે; ફરી ઘસીને ધોવું.

**નોળિયો,** પું૦ નોળ; શરીરે લાંબા વાળવાળું એક હાથ લાંબું એક ચોપગું જનાવર. એ સાપને દેખે ત્યાંથી મારે છે.

**નોળીકર્મ,** ન૦ શરીરના મળ દૂર કરવાની એક યૌગિક ક્રિયા; નાકેથી પાણી લઇ મોઢે ને મોઢેથી લઇ નાકે કાઢી નાંખવાની ક્રિયા; (૨) લુચ્ચાઇ.

**નોળાંનોમ,** સ્ત્રી૦ શ્રાવણ સુદિ નોમ.

**નોળું,** ન૦ નાનું સાપોલિયું.

**નોંક,** જુ૦ નોખ.

**નોંકાર,** પું૦ જૈનોનો એક દીક્ષામંત્ર.

**નૌકારસી,** સ્ત્રી૦ શ્રાવક–જૈનોનું જાહેર મોટું જમણ તે.

**નોંધ,** સ્ત્રી૦ યાદદાસ્તને માટે કરેલું જે ટાંચણ તે; વિગત વગરનું જે ટુંકું લખાણ તે; ટિપ્પણ. (૨) યાદ. નોંધપોથી=રોજનિશિ; ડાયરી; નોંધ કરવાની ચોપડી.

**નોંધવું,** ક્રિ૦ સ૦ ટિપ્પણ કરવું; ટપકાવવું; ટુંકામાં લખી લેવું; ઉપર ટપકે યાદદાસ્ત માટે લખી લેવું. (૨) નામ દાખલ કરવું; લિસ્ટમાં જોડવું.

**નોંમ,** જુ૦ નોમ.

**નૌ,** ન૦ [ सं. ] વહાણ; મછવો.

**નૌકા,** સ્ત્રી૦ વહાણ; હોડી.

**નૌકાગમન,** ન૦ સમુદ્રયાત્રા; સફર; વહાણમાં બેસીને જવું તે.

**નૌકાશાસ્ત્ર,** ન૦ વહાણવટું ચલાવવાની–સમુદ્ર ખેડવાની વિદ્યા.

**નૌતમ,** વિ૦ [ सं. ] નવું; નવું અને સુશોભિત.

**નૌસૈન્ય,** ન૦ [ सं. ] દરિયાઇ લશ્કર.

**ન્યક્કાર,** પું૦ [ सं. ] તુચ્છકાર; અવગણના.

**ન્યગ્રોધ,** પું૦ [ सं. ] પિંપળો, પિંપરને વડની જાતનું એક ઝાડ.

**ન્યસ્ત,** વિ૦ નાખેલું; ફેંકેલું.

**ન્યાત,** સ્ત્રી૦ જ્ઞાતિ; નાત; એકજ તરેહના રીતરિવાજવાળું લોકનું એક મંડળ તે.

